الله اكبر



# ઇશમને કમાલ.

અનુવાદક અને પ્રગટ કર્તા

નિઝામુદ્દીન કુરેશી.

મારા

તંત્રીપદ

હેઠળ પ્રગટ

થતા "ખિલાફત"

પત્રના ગ્રાહકો વધારવામાં

વલસાડના રહીશ પણ હાલમાં

લોરેન્સો મારકસ (ડેલાગોઆબે) નિવાસી

ભાઇ અબ્દુલ રહેમાન સુલેમાનજી

એ જે કોશીશ અને મહેનત કરી છે

તથા પોતાની ખરી લાગણી

બતાવી છે તેને જોઈ

હું મારી આ વાતો

તે ભાઇની સેવામાં

અર્પણ કરતાં

ખુશી થાઉં

છું.

# દુશમને કમાલ.

અનુવાદક અને પ્રગટ કર્તાઃ—


નિઝામુદ્દીન એ. કુરેશી.



ખિલાફત પ્રેસ, જેકબ સરકલ, મુંબઇ.





આવૃતી ૧ લી — પ્રત ૧૦૦૦.

હિજરી ૧૩૪૨ — સને ૧૯૨૩.


કીમત દસ આના.

આફ્રીકા ખાતે પોસ્ટેજ સાથે શી. ૧ પેન્સ ૨.

# સાંકળીયું.

| પ્રકરણ. | | પ્રષ્ઠ |
|---|---|---|
| ૧ | ગુનાહનો ઇકરાર | ૧ |
| ૨ | મુસ્તુફા સગીર | ૧૨ |
| ૩ | જીનાન | ૧૯ |
| ૪ | જમીઅતે તહાલીફુલ ખિલાફતુલ હિન્દીયા | ૩૨ |
| ૫ | ફાંસી | ૪૧ |
| ૬ | મુસ્તુફા કોણ ? | ૪૫ |
| ૭ | મીરઝા સગીર બેગ | ૬૧ |

# તસવીરો.

૧ એ. આર. સુલેમાનજી.
૨ . નામદાર ઇઝઝત પાશા.
૩ મસજીદે સુલતાન અહમદ.
૪ નામદાર સુલતાનની સવારી (સલામલીકની ક્રીયા).
૫ સુલતાની મહેલ દોલમા બાગચા.
૬ કોન્સ્ટેન્ટીનોપલનો મનહર દેખાવ.

# બે બોલ.

આજે આખી દુનિયાનું ધ્યાન ખેંચી રહેલા અને ચાલીસ કરોડ ઇસ્લામીઓના આત્મારૂપ આલા હઝરત, સયફુલ ઇસલામ, ખાલિદે સાની, મુજદદિદે ખિલાફત ગાઝી મુસ્તુફા કમાલપાશાએ જ્યારે સેવ-રેનસ કરારથી કંટાળી દુનિયામાં માનભરી જીંદગી ગુજારવાના પણ લીધા અને અનાતોલીયા દેશના અંગોરા શહેરમાં પહોંચી નવી તુર્કી સલતનતની સ્થાપના કરી ત્યારે તેને તોડી પાડવા માટે દુશ્મનો તરફથી અનેક કાવાદાવા કરવામાં આવ્યા પણ જેને ખુદા રાખે તેને કોણ ચાખે. રાજદ્વારી બાબતોમાં એવા કાવાદાવા થતા રહે છે તેથી તે બાબે આપણે અજબ થવાનું નથી. પણ દિલગીરી માત્ર એટલીજ છે કે કમાલી ચળવળની જાસુસી કરવાનું કામ એક હીંદી મુસલમાને હાથમાં લીધું હતું અને જ્યારે કમાલીસ્ટોને તેના જાસુસ હોવાની ખાત્રી થઈ ગઈ તો ફાંસીના લાકડે લટકાવી દઈ દુનિયાને તેના પગલાંથી અપવિત્ર થતી બચાવી લીધી.

કમાલીસ્ટોએ મુસ્તુફા સગીર નામના એક હીંદી જાસુસને ફાંસીને લાકડે લટકાવ્યાના સમાચાર આપણે ત્રણ વરસ પહેલાં સાંભળ્યા હતા અને તે પછી હીંદના દેશી ભાષાઓમાં પ્રગટ થતા પત્રોએ એને લગતી કેટલીક હકીકત છાપી હતી.

હાલમાં અરબી ભાષામાં મજકુર મુસ્તુફા સગીર કે મીરઝા સગીર બેગને લગતી એક વાર્તા બહાર પાડવામાં આવી છે જેનો ઉર્દુ ભાષામાં "હીંદી જાસુસ" ના નામથી અનુવાદ છપાયો છે. આ વાર્તાનો પ્લોટ ગુજરાતી ભાષામાં રસથી વંચાશે એવા વિચારથી મેં તેનો ગુજરાતી અનુવાદ કરી નાંખ્યો અને "દુશ્મને કમાલ" નામ રાખ્યું.

મેં મજકુર ઉર્દુ વાર્તાના અનુવાદની સાથેજ મારા તરફથી છેલ્લું પ્રકરણ વધાર્યું અને તેમાં હાલ કલકતાથી પ્રગટ થતા "અલ-જામેઆ" નામના અરબી પખવાડિક પત્રના અધીપતી મોલવી અબ્દુલ રઝાક સાહેબના એક લેખનો સમાવેશ કરી દીધો.

આટલી નાનકડી વાર્તાના માટે આ કરતાં વધુ "બે બોલ" હોઇ શકેજ નહીં પરંતુ ઉર્દુ વાર્તાનો સ્નેહમય જબરાઇ વાપરી ગુજરાતી અનુવાદ કરાવનાર ભાઇ નાઝિમનું આ તકે નામ સરખુંએ ન લઉં તો તે મોટામાં મોટો નૈતિક ગુનોહજ લેખાય. મુંબઇ આવીને "ખિલાફત" પત્રનું તંત્રી પદ સંભાળતાં મને ફુરસત ઓછી મળે છે અને તેમાંથી હું બીજુ લખવાનું કામ કરી શકું એવી સ્થીતીમાં નહોતો છતાંએ મુંબઇના સઉથી પુરાણા "મુંબઈ સમાચાર" પત્રની અઠવાડ્રિક આવૃતીના માટે ભાઈ નાઝિમે અનુવાદ કરાવી લીધો એ ચમત્કારજ કહેવાય. નાઝિમ સાહેબના કહેવાથીજ મને ખબર પડી કે મુંબઈની પ્રજાએ "મુંબઇ સમાચાર"માં આ વાર્તા ભારે રસથી વાંચી છે અને તેઓ આ વાર્તાને પુસ્તક રૂપે જળવાઈ રહેલી જોવા ચાહે છે તેથી મેં પુસ્તક રૂપે બહાર પાડી છે. આશા છે કે મારી વાર્તાના શોખીનો આ નાની વાર્તા વાંચીને રહેલી ભુલો દરગુજર કરશે.

૨૦-૧૦-૨૩<br>મુંબઇ.

સેવક.<br>નિઝામુદ્દીન કુરેશી.

થોડાજ દીવસમાં બહાર પડશે.

# જંગે બદર.

(અનુવાદકઃ—મી૦ નિઝામુદ્દીન કુરેશી.)

મી૦ કુરેશીએ આ વાર્તાના અનુવાદનો આરંભ વરસો પહેલાં કર્યો હતો પણ પુસ્તક રૂપે બહાર પડવાનો અવસર આજ સુધી પ્રાપ્ત થયો નહીં હવે ખુદાના ફઝલથી આ વાર્તા સંપુર્ણ લખાઇ ચુકી છે અને મી૦ કુરેશીના તંત્રી પદ હેઠળ પ્રગટ થતા "ખિલાફત" પત્રમાં છપાઇ રહી છે અને પુસ્તક રૂપે પણ તૈયાર થાય છે જે ઇન્શાઅલ્લાહ ઘણુંજ ટુંક સમયમાં ઉંચા કાગળ અને સોનેરી નામ સાથના પાકી બાંધણીના પુસ્તકમાં બહાર પડશે. આ વાર્તાનું વર્ણું નિહાયત દિલચસ્પ છે. બદરની લડાઇ ઇસલામમાં સઉથી પહેલીજ છે અને તેમાં પાક પરવરદિગારે પોતાના પ્યારા પયગમ્બરને દુશ્મનોના મુકાબલામાં ફતેહ આપી છે. દરેકે દરેક ઇસલામીએ આ વાર્તા વાંચીને ઇસલામી ઇતિહાસથી જાણીતા થવું જોઇએ. ગુજરાતી ભાષામાં તો આજ સુધી આવી વાર્તા બહાર.. પડીજ નથી. આં હઝરત સલ૦ એ મક્કા વાસીઓમાં ઇસલામનો પ્રસાર કરવા પણ અભાગ્યા મક્કા વાસીઓએ હઝરત સલ૦ ની વિરૂદ્ધતા કરી તકલીફ આપવી તેથી હઝરત સલ૦ મદીના મુનવ્વરા હિજરત કરવી અને છેવટે બદરની લડાઇ થવી. વીગેરે એહવાલ મુસતનદ તવારીખી કીતાબો ઉપરથી લખવામાં આવેલ છે. ઉંચા કાગળ અને પાકી બાંધણીના પુસ્તકની કીંમત ફકત દોઢ રૂપીઓ પોરટેજ જુદું.

**બદરૂદ્દીન હુસેનુદ્દીન નિઝામી,**

ત્રણ દરવાજા અમદાવાદ.

સબ એજંટો પાસેથી પણ મળશે.

# દુશ્મને કમાલ.

## પ્રકરણ ૧ લું.

### ગુનાહનો ઇકરાર.

તા૦ ૯ મી જુન ૧૯૨૧ ની કાળી રાત્રીએ ચોમેર પોતાનો અંધકાર પાથરી દીધો છે. ઇસ્લામના દારૂલ ખીલાફત કોન્સ્ટેન્ટીનોપલ ઉપર મીત્રરાજ્યોએ લશ્કરી કાયદા (મારશલલૉ) નો કોર્ડો અજમાવી એક સમયના સુંદર શહેરને ભયાનક બનાવી મુકયું છે. ચારે બાજુ ચુપકીદી પથરાએલી છે કેમકે લશ્કરી કાયદાના કારણે શહેરનો દરેક રહેવાસી રાતના નવ વાગ્યા પછી સડકો ઉપર હરી ફરી કે હોટેલોમાં બેસી શકતો નહોતો.

તે સમયે કોન્સ્ટેન્ટીનોપલ કાવાદાવાનું મુખ્ય ધામ બનેલું હતું અને તેથી મીત્રરાજ્યોને દર વખતે બળવો જાગવાની બીક રહેતી હતી. કોન્સ્ટેન્ટીનોપલમાં જો કે મીત્રરાજ્યોએ પુરેપુરો દાબ બેસાડયો હતો અને દર પળે ચાંપતા ઉપાયો નવા નવા રૂપમાં જાહેર થઈ

રહ્યા હતા છતાં અંગોરાના કમાલી વીરોના હિતેચ્છુઓ તરફની બીક બેચેન બનાવી રહી હતી તેઓ સારી પેઠે સમજી રહ્યા હતા કે જો કમાલીસ્ટોના મદદગારો મયદાનમાં નીકળી આવશે તો ભોંય ભારે પડી જશે. તેથી મીત્રરાજ્યોના અધીકારીઓ રાતદીવસ સુલેહ શાંતી પાથરવા અને અમનચેન રાખવાની પુરતી કાળજી રાખતા હતા.

સિરકાજીથી પ્રાતેહ સુધી અને મારમોરા સમુદ્રની આજુબાજુ મીત્રરાજ્યોનું લશ્કર શાંતી પાથરવા અર્થે પડેલું હતું જેમાં મોટો ભાગ ઇટાલીયન અને ફ્રેંચ લશ્કરનો હતો. ગલતાના પુલથી પેરા (બે ઓગલુ) સુધી અંગ્રેજી અને ગ્રીક લશ્કરીઓ પહેરો ભરી રહ્યા હતા.

લડાઇ પહેલાં જે શહેર પોતાની સુંદરતામાં અજોડ હતું, જેના ભવ્ય મહેલોમાંથી દર પળે આનંદ અને ખુશીના દીલકશ સરોદો નીકળતા હતા, જેનો ફનાર બોલીથી અરન કુઇ સુધીનો એશીયાઇ કીનારો મગજને શાન્ત આપનારા બગીચાઓથી ભરપુર હતો, જેનો એક એક ખુણો અને જેની ભુમીનો એક એક કટકો સુલેહ શાંતી, આરામ અને સંતોષની મીઠી ઉંઘમાં પોઢી રહ્યો હતો તે આહ! તેજ આજે જઇને કોઇ જુએ તો જણાઇ આવશે કે તે આનંદ અને ખુશીની દેવી શોક સાગરમાં ડુબેલી છે. એક સમયે ઇસ્લામનું દારૂલ ખીલાફત પોતાની મનહરતા અને ભવ્યતાથી જોનારની આંખોને આંજી નાંખતું હતું તે આજે દીલગીર અને શાંત કબ્રસ્તાનની પેઠે ભાસી રહ્યું છે. તેનો દેખાવ પહેલાં જીગરને આનંદમાં છલકાવી મુકતો હતો તો હવે આંખોમાંથી ચોધાર અશ્રુધારા વહેવડાવે છે. આહ! હવે આ દારૂલ ઇસ્લામ જયાં આકાશથી વાતો કરનાર મહેલો હતા અને જેની ગોદમાં હઝરત અબુ અઇયુબ અનસારી



કોન્સ્ટેન્ટીનોપલનો મનહર દેખાવ.

રહીઅનું પવીત્ર ધામ છે, જયાં અયા સુફીયાની સોનેરી દીવાલો અને બુલંદ મીનારાઓ છે ત્યાં હવે ભૂતકાળની ભવ્ય યાદ સીવાય આંખોની પરોણાગત અર્થે કોઇ વસ્તુ નથી.

ઉદાસીમાં લીન બનેલા શહેરની સુનસાન સડકો ઉપર ઉપલી રાતે નવ વાગ્યા પછી બત્રીસ વર્ષની વયનો એક હીન્દી જુવાન ભારે દીલેરીથી બેધડક હરી ફરી રહ્યો છે. લશ્કરી કાયદાઓનો સખત લોખંડી પંજો હોવા છતાં આ હીંદી જુવાનને આમ ફરતો જોઈ દરેકને અજાયબી ઉપજતી અને જ્યારે કોઇપણ લશ્કરી તેને આગળ વધતાં અટકાવતો તો તે પોતાના હાથમાંનો પાસ બતાવી આગળ વધી જતો. લશ્કરી તેનો પાસ જોઇ પોતાની સાથવાળાઓ સાથે આ અસાધારણ સ્થીતીવાળા હીંદી જુવાન વીષે ચર્ચા ચલાવતો. પણ તે કોણ હશે તેની તેને સમજ પડતી નહીં. તેના જાહેરી દોરદમામથી તે કોઇ સાધારણ સ્થીતીનો માણસ હોય તેમ જણાતું નથી બલકે કોઇ અગત્યની હસ્તી હશે એમ સ્હેજમાં સમજી શકાતું હતું.

ઉપલી રાતે પેલો હીંદી જુવાન સરકજીથી આગળ વધી મસ્જીદે અયા સુફીયાની પાસેના રસ્તા ઉપર આવ્યો અને જામએ સુલતાનની બાજુનો માર્ગ વટાવી એક સાંકડી ગલીમાંથી કીનારા ઉપર પહોંચ્યો. તેણે અસફહારના બંદરને દુરથી જોયો, જે એશીયા અને યુરોપ બંને કીનારાની રખેવાલી અને રક્ષણ કરી રહ્યો હતો.

તે હીંદી જુવાન આગળ ચાલ્યો. કીનારા પાસેના એક લાકડાના મકાન આગળ થોભ્યો, પોતાની તીક્ષણ આંખોથી અંધારામાં ચારે બાજુ જોયું અને બારણું ઉઘાડયું. બારણામાં દાખલ થઇ ફરી એક વાર બહાર નજર નાંખી અને કોઇ તેની ચર્ચા જોતો નથી એવી ખાત્રી થતાં અંદરથી બારણું વાસી લીધું. મકાન એક માળનું હતું.

નીચલા ભાગમાં નાનકડી ફુલવાડી સીવાય બીજું કાંઇ નહોતું. તે પહેલાં માળ ઉપર ચઢયો અને અગાસી પસાર કરી મોટા ઓરડામાં ગયો. સમુદ્રનો કીનારો હોવાથી અત્યારે પવનના સુસવાટાથી ટેબલ ઉપરના કાગળોના ખડખડાટ સિવાય બધે શાંતી હતી. બારી બંધ કરીને લેમ્પ સળગાવ્યો અને ફુરસી ઉપર બેસી લાંબા વીચારમાં પડી ગયો. લગભગ એકાદ કલાક પસાર કરી તે ઉભો થયો અને બારી ઉઘાડી સમુદ્ર તરફ નજર નાંખી, થોડોક સમય સમુદ્રના ઉછળતા મોજાઓ જોવામાં ગાળી નીચે ઉતર્યો અને બાગની પાસેની ગલીમાંથી સમુદ્રના કીનારા ઉપર આવ્યો. થોડી વારમાં તેને સામેથી એક વસ્તુ પોતા તરફ આવતી જણાઇ. તે એક હોડી હતી અને તે ઉપરના ફાનસના ઝાંખા પ્રકાશમાં તેણે જોયું કે હોડીના આગલા ભાગમાં એક માણસ ઉભો છે. પેલા જુવાને તે તરફ ધ્યાન પુર્વક પોતાની આંખો ચોંટાડી દીધી અને જયારે તેને હોડી પાસે આવતાં ખાત્રી થઈ ગઈ કે જે માણસની તે વાટ જોઈ રહ્યો હતો તેજ આ હોડીમાં છે તો ફરી તે એકદમ પોકારી ઉઠયો :—

"કોણ દુરરે મહાર?"

હોડીમાં ઉભેલા માણસે આ સાદ સાંભળ્યો એટલે તે ઝડપથી હોડીને કીનારા તરફ લાવતાં બોલ્યો :—

"મારા માલિક! હા હું છું."

હોડી કીનારે આવી, તરતજ તે માણસ જલદીથી ઉતર્યો અને મકાનમાં દાખલ થયો જયાં તે જુવાન માણસે હસ્તાં હસ્તાં પુછયું:—

"દુરરે મહાર! તારૂં કામ સફળ થયું કે?"

"હા, નામદાર" દુરરે મહારે છાતી ઉપર હાથ મુકી જણાવ્યું "જે જગ્યાએ કમાલીસ્ટો ભેગા થાય છે તેની બાતમી મેળવી લીધી

અને કાઝી કુઇના એક માણુસની મારફતે તે મકાનની દીવાલ ઉપર ચઢી બધી ચર્ચા સાંભળવામાં પણ સફળ થયો છું."

"તો શું અત્યારે તુ કાઝી કુઇથી આવે છે?"

"જી હા, મકાન સમુદ્ર કીનારે છે અને કુસ્તમબોલથી થોડાક માઇલ દુર હોવાથી કમાલીસ્ટોએ ભેગા થવા માટે પસંદ કર્યો છે."

"તેમના હેતુઓ અને આશ્યો પણ જણાયા કે?"

"જી હા, હું બધા ભેદો લાવ્યો છું." દુરરે મહાર થોભીને બોલ્યોઃ—"જે આપ સોનેરી સીક્કાઓથી મારા ખીસ્સા ભરશો તો જે કાંઇ જોયું અને સાંભળ્યું છે તેના કહેવામાં લગાર પણ પાછી પાની કરીશ નહીં."

આ સાંભળી પેલો જુવાન ખડખડ હસી પડયો અને ફરી દુરરે મહારના ખભા ઉપર હાથ મુકતાં બોલ્યોઃ-

"દુરરે મહાર તું જે માંગીશ તે આપીશ,"

આ સાંભળી દુરરે મહારના ચહેરા ઉપર ખુશાલીનાં ચીન્હ પ્રગટી નીકળ્યાં, તેણે પેલા જુવાનનો હાથ પોતાના હાથમાં લઇ આંખો સરસો ચાંપી કહ્યું :—

"મારા માલીક મુસ્તુફા સગીર, અલ્લાહ તમને સલામત રાખે ચાલો ઉપર આવો હું તમને બધી હકીકત સંભળાવું."

આપણો પેલો ભેદી જુવાન મુસ્તુફા સગીર દુરરે મહારને લઇ પોતાના ઓરડામાં આવ્યો અને દુરરે મહારને સીગરેટ આપી બોલ્યોઃ-

"ચાલ સીગરેટના ધુમાડા કાઢ અને ત્યાંના સમાચાર સંભળાવ" દુરરે મહાર સીગરેટ સળગાવી બેચાર દમ લગાવી બોલ્યોઃ-

"મારા ધણી તમને જે સફળતા મળી રહી છે તેની મુબારખાદી આપવા મારી પાસે પુરતા શબ્દો નથી. તમે તમારી બાહોશીથી આખા ઇસ્તમબોલના તુર્કીઓની દીલસોજી પોતાની તરફ ખેંચી લીધી છે. તેઓ બધા તમને સેંટ્રલ ખિલાફત કમીટીનો આગેવાન કાર્યવાહક સમજે છે અને તમારાથી મોટી મોટી આશાઓ રાખે છે. તેઓ સમજે છે કે તમે મુસલમાનોના મોટા ખેરખ્વાહ છો. જે લોકો ધર્મ અને ઇસ્લામી ઐકયતાના ખાંકા ફુંકે છે તેમને આ લોકો ફિરશ્તા સમજે છે. તમે અહીં ઇસ્લામી ઐકયતા અને ધર્મના હીમાયતી હોવાનો જે ડોળ કર્યો છે તેથી તેઓ બધા તમારા પંજામાં સપડાઈ ચુકયા છે અને જો બીજા શબ્દોમાં કહું તો ખરેખર મારા માલેક તમે અત્રેના તુર્કીઓના દીલ જીતી લીધાં છે. હવે તમે એમને જેવી રીતે નચાવશો તેમ નાચશે અને જે અગત્યની બાબતોની બાતમી લેવા ચાહશો તે સરળતાથી મેળવી શકશો. તુર્કીઓ સ્વાભાવે ભોળા અને ઝટ જાળમાં ફસાઈ નારા છે. તમારી વાતોનો જાદુ અસર કરી ગયો અને હવે તમે પુરેપુરી સફળતા મેળવી લેશો એમ મને ખાત્રી થઈ ગઈ છે."

મુસ્તુફા સગીરે દુરરે મહારને આગળ બોલતાં અટકાવી કહ્યું "હવે આ દાસ્તાન ઝટ ખતમ કર ને જે કામની બાબત છે તે કહી દે. મેં તુર્કી કોમને કેટલે દરજે કાબુમાં લઇને મારા મોભાને કાયમ કર્યો છે તે હું સારી પેઠે સમજું છું માટે હાલ તરત આ વાતને બાજુએ મુકી તું જે કામ માટે ગયો હતો તેનું વર્ણન કર"

"મારા માલેક હું તેજ કહું છું. તમારી બાહોશીએ મને પોતાને છક કરી નાંખેલો હોવાથી એ વીશેના લોભને હું થોભાવી શકયો નહીં. ચાલો એ બાબત અહીંજ પડતી મુકી જે કામગીરી ઉપર ગયો હતો તેનું વર્ણન કરૂં છું. સાંભળો, આપની આજ્ઞા

પ્રમાણે તા૦ ૭ મી જુનના દીવસે હોડી ઉપર સવાર થઇને બહારની સરાથી કાઝીકુઇ પહોંચ્યો. હું જે આસામીથી ત્યાં મળ્યો તે પુર્વ અને ઇસ્લામને લગતી બાબતોના લીધે અમારા દેશ પ્રત્યે ખાસ પ્રીતી ધરાવતો હતો. એટલે મેં તેની આગળ હીંદુસ્તાનની જાગ્રતી અને ખિલાફતના સવાલ બાબે આખા દેશની સહાનુભુતીને લગતી ચર્ચા ચલાવી. તેણે મારૂં વીવેચન ભારે લક્ષ દઇને સાંભળ્યું અને તેથી તેના મનમાં હીંદ પ્રત્યે જે લાગણી હતી તેમાં ઓર વધારો થયો. મેં થોડીવાર પછી જોયું કે મારી સાથે વાત કરનાર પંજામાં પુરેપુરો સપડાઇ ચુકયો છે એટલે મેં મારી ચર્ચાને અંગોરાના સવાલ સુધી લંબાવી. જયારે તેણે મારા મુખથી અંગોરાનું નામ સાંભળ્યું ત્યારે તેનો ચહેરો આનંદથી દીપી નીકળ્યો અને તે શુરવીરતાના આવેશમાં બોલ્યો:—

અંગોરાની ભુમી જો કે દુનીયાના અંજાણ ભાગમાં આવેલી છે છતાં તે હીંદુસ્તાનની દરેક હીલચાલને ધ્યાન પુર્વક નીહાળી રહી છે. હીંદીઓ ભલે અમારાથી કોસો દુર હોય છતાં અમે તેમની પરતંત્રતાની વેદનાઓથી વાકેફ છીએ. અમે તેમને પરતંત્રતામાંથી છોડવીશું અને એક દીવસે તેમને સ્વતંત્ર બનાવીશું. અમે પુર્વના સવાલ બાબે અમારા જીગરના કટકાઓ કુરબાન કરવામાં પછાત નહીં રહીએ."

તેના આવા શબ્દોએ મને તક આપી દીધી. કેમકે ધર્મનો જુસ્સો ધરાવનાર ઝટ લઇને ફરેબી ફંદામાં ફસાઇ પડે છે. મેં તરતજ કમાલી તુર્કોની શુરવીરતાના બાંકા ફુકયા અને તેઓએ અત્યાર સુધી બજાવેલી સેવાઓનું વર્ણન કર્યું તે બાદ આપનું નામ લીધું એટલે તે તરતજ ચોંકયો અને મારા ચહેરા ઉપર નજર નાંખી થોડીકવાર થોભીને હસ્તા ચહેરે બોલ્યો:-

"તે અમારો હીતેચ્છુ ઇસ્લામી ભાઈ છે. તેણે ઘણી વખતે તુર્કોની સાથે પોતાની દીલસોજી અને ભાઈચારાની લાગણી જાહેર કરી છે. તે તુર્કો સાથેની ચાલુ લડાઇને ભારે ધ્યાન પુર્વક નીહાળી રહયો છે. તે બ્રીટનનો કટો શત્રુ છે અને અફઘાન, ઇરાન તથા હીંદુસ્તાનમાં ભારે માન તથા મરતબો ધરાવે છે."

જયારે મને ખાત્રી થઇ ગઇ કે આ માણુસ પુરી રીતે મારા પંજામાં સપડાઇ ચુકયો છે અને હવે વધુ ખાત્રી કરવાની જરૂર રહી નથી ત્યારે મેં તેને પુછયું:-

"તુર્કોએ ગ્રીકો વીરૂધ્ધ કઈ ધારણાએ હથીઆર ઉગામ્યા છે ?" ખરેખર તે ખહુજ ભોળો અને સાદા સ્વભાવનો માણુસ હોવાથી તેણે સાફ સાફ કહી દીધું કે;-

"પુર્વમાંથી બ્રીટનની અસર તદન નીર્બળ કરી નાંખવાની ધારણા સીવાય બીજું શું હોઈ શકે ? કમાલીસ્ટોએ આવીજ રીતનું કરારનામું હીંદુસ્તાન સાથે પણ કર્યું છે. કોન્સ્ટેન્ટીનોપલમાં એક ખાસ સોસાયટી બ્રીટનના બળને ઉખેડી ફેંકવા માટે કાયમ થઈ ચુકી છે અને રાત દીવસ એજ વીચારમાં રહે છે." અહીં સુધી પહોંચ્યા બાદ તેણે મજકુર સોસાયટીનો મને મેમ્બર બનાવવાનું વચન આપ્યું. જયારે મેં અગત્યની સઘળી બાબતોની બાતમી મેળવી લીધી તો ત્યાંથી કાલનો વાયદો કરી વીદાય થયો. બીજે દીવસે ફરી તેનાથી મલ્યો, તેનું નામ ઝકીબે હતું. અમારી મુલાકાત મેદાનમાં સમુદ્રના કીનારે થઇ. સાંજનો સમય હતો, સુર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો. કીનારો તદન શાંત અને સુનસાન હતો ઘણી વાર સુધી કીનારે કીનારે વાતો કરતા ચાલ્યા અને થોડીવારમાં કાઝીકુઈ પહોંચી ગયા. મોદાથી કાઝીકુઇ કાંઈ વધારે નથી. કાઝીકુઇની કેટલીક

ગલીઓમાંથી પસાર થયા પછી ઝકીએ મેં એક ગલી તરફ આંગળી બતાવી કહ્યું "જુઓ ગલી પાસેનું મકાન કમાલીસ્ટ સોસાયટીનું છે બધા સભ્યો અહીંજ મળે છે." આ સાંભળી હું ચોંકયો બીકથી પગ થરથર્યા પરંતુ મેં હીંમત રાખી અને મારી જાહેર થતી નબળાઇને છુપાવી,

રાતે પોતાનો અંધકાર ચારે બાજુ પાથરી દીધો હતો લોકો પોત પોતાના ઘરોમાં આરામ કરતા હતા. સડકો સુનસાન હતી. મને આ વખતે મારી સફળતાની ખાત્રી થવા લાગી એટલે આપની આજ્ઞા પ્રમાણે મેં ઝકીબેના કતલનો ઇરાદો કરયો. પણ એટલામાં ચંદ્રમાના ઉદયથી રખે મારો ભેદ ખુલ્લો થઈ જાય એવો વીચાર આવ્યો એટલે મેં તેને સમુદ્ર કીનારે ઠંડી પવનની લેહકીઓમાં લટાર મારવાને જણાવ્યું. તે મારા પંજામાં સપડાઇ ચુકયો હતો એટલે ના કહી શકયો નહીં. તરતજ મારી સાથે સમુદ્ર કીનારે આવ્યો. મેં આગળ પાછળ જોઇ લીધું અને મારી ખાત્રી થઇ ગઇ કે ચંદ્રમા સીવાય અત્યારે મારા આ કૃત્યને જોનાર બીજો કોઇ નથી એટલે મેં તેને ગળામાંથી પકડી ભોંય ઉપર પછાડયો અને તેનું ગળું દબાવી દીધું. થોડીજ વારમાં મેં જોયું કે મારા મજબુત પંજાઓએ તેને મડદું બનાવી દીધું હતું. જયારે મને તેના મોતની પુરેપુરી ખાત્રી થઇ ગઇ ત્યારે મેં તેને સમુદ્રમાં ફેંકી દીધો અને 'કમાલીસ્ટ સોસાયટીના મકાન તરફ પાછો ફરયો. રાત પોતાની અરધી મુસાફરી ખતમ કરી ચુકી હતી. હું "કમાલીસ્ટ સોસાયટી" ના બગીચામાં દાખલ થયો ત્યાંથી દીવાલ કુદાવી મકાનના ચોકમાં પહોંચ્યો ત્યાં મેં જોયું કે ચારે બાજુ કાચના બારણા વાસેલા છે. પણ અંદર દીવાનો પ્રકાશ હોવાથી કેટલાક લોકો આમ તેમ ફરી રહયા છે અને કેટલાક બેસીને વાતો કરી રહ્યા છે. જયારે મેં જોયુ

કે જે લોકોની બાતમી લેવા હું અત્રે આવ્યો છું તે આ લોકોજ છે ત્યારે મેં ઘરની આસપાસ નજર દોડાવી અને એક જગ્યાએ બારણાના કાંચ તુટેલા જોઈ ત્યાંજ ઉભો થઇ ગયો. મેં તેમની સઘળી ચરચા નીહાળી અને વાતચીત સાંભળી." અહીં સુધી પહોંચી દુર્રે મહાર થોભ્યો અને મુસ્તુફા સગીરના ચહેરા ઉપર પ્રગટેલી ખુશાલીના ચીન્હો જોવા લાગ્યો. દુર્રે મહારને ખાસ જરૂરી પ્રસંગે ચુપ થએલો જોઈ મુસ્તફા સગીર પોકારયો;–

"ચુપ ન રહે, આગળ ચલાવ. દુર્રે મહાર ફરી શું થયું. બ્રીટીશ સી. આઇ. ડી. ખાતાના કમીશનર વાટ જોઇ રહ્યા છે. જો તેં બધી બાતમી મેળવી હશે તો તેઓ તને માલામાલ કરી દેશે. માટે બોલ ફરી શું થયું જલદી બોલ શું થયું?" આ સાંભળી દુર્રે મહારે આગળ ચલાવ્યું.–

"મેં જે કાંઇ સાંભળ્યું છે તેનો ભાવાર્થ એટલોજ હતો કે અગોરાની જમીઅતે આલીયાના જે હેતુઓ છે તેજ હેતુ અને આશયો કોન્સ્ટેન્ટીનોપલની આ "કમાલીસ્ટ સોસાયટી"ના છે. આ લોકો બ્રીટન વિરૂધ્ધ ઇસ્લામી દુનીયામાં એક મહાન ઉશ્કેરણીને જન્મ આપવા ચાહે છે. આ સોસાયટીએ કોન્સ્ટેન્ટીનોપલના મુસલમાનોમાં આ હેતુઓ પાર પાડવા માટે ચળવળ શરૂ કરવાનો પાકો વીચાર કર્યો છે. હું આટલી બાતમી મેળવ્યા પછી આપની પાસે આવવા રવાના થયો કેમકે સુર્ય ઉદય થાય તે પહેલાં ત્યાંથી નીકળી જવામાંજ સલામતી હતી.

મુસ્તુફા સગીર દુર્રે મહારનું વર્ણન સાંભળી હસ્યો, છતાં પણ તેણે ઝકીબેના કતલ તરફ અણગમો જાહેર કરતાં કહ્યું.–"કદાચ તેં ગુનાહનો ઇકરાર ન કર્યો હોત" જો કે મુસ્તુફા સગીર ઝકીબેના કતલથી લગાર નારાજ દેખાતો હતો છતાં પોતાના હેતુઓ પાર

પાડવામાં એ કરતાં પણ વધુ ભયંકર કામો કરવાને તત્પર દેખાતો હતો.

મુસ્તુફા સગીર આ બધી ઘટના ઉપર વીચાર કરતો હોય તેમ નીચી નજરો કરી ચુપ બેઠો અને થોડી વાર પછી ઊંચી નજર કરી બોલ્યોઃ– " દુરરે મહાર ! તહારી કોશીશોનો આભારી છું. તેં જે સોસાયટીની બાતમી આપી છે તેનો ઇનશાઅલ્લાહ આવતી કાલેજ મેમ્બર બનવાની કોશીશ કરીશ. હવે તું જા અને સુલતાનના મહેલની જે બાતમી વીષે તને કહેવામાં આવ્યું છે તે લાવી આપ."

દુરરે મહાર ઉભો થયો અને મુસ્તુફા સગીરને નમન કરી દરવાજા સુધી ગયો ન હશે કે મુસ્તુફાએ તેને થોભાવતાં કહ્યું:–" તું કાંઈપણ બદલા વીના કોરો ચાલ્યો જાય એ ઠીક કહેવાય નહીં. એટલું બોલી તેણે પોતાની ત્રીજોરી ઉઘાડી અને તેમાંથી મુઠી ભરીને સોનાના સીક્કા કાઢી દુરરે મહારને આપતાં કહ્યું –"હવે તું ખુશીથી જા." દુરરે મહાર ખુશી થતો બહાર ગયો એટલે મુસ્તુફાએ અંદરથી બારણું વાસી દીધું.

દુરરે મહારના જવા પછી મુસ્તુફા તેની દરેક વાત ઉપર વીચારવા લાગ્યો. તેના ચહેરા ઉપરથી જણાતું હતું કે નિર્દોષ ઝકીબેના કતલ થવાથી તે દીલગીર હતો કેમકે ઝકીબેનું એક ખરા ઈસ્લામી હોવા સીવાય બીજો કોઇ ગુનાહ નહોતો. પણ તે આવા વીચારોમાં વધુ વાર રહી શકયો નહીં, તેણે બારીમાં ઉભા થઇને જોયું તો દુરરે મહારની હોડી બહારની સરાથી આગળ વધી બોસફોરસના કીનારા તરફ જઈ રહી છે. જયાં સુલતાની મહેલ સરાના બુરજો આકાશથી વાતો કરી રહયા હતા. આ જોઇ મુસ્તુફા મનમાં હસ્યો અને બબડયો. "આ બધું સોનેરી ચળકતી વસ્તુના પ્રતાપ છે. એને જોઈ માણસ દીન અને મઝહબનો પણ દુશ્મન બની જાય છે." થોડીવાર પછી મુસ્તુફા પલંગ ઉપર પડયો અને એવી રીતે ઉંઘવા લાગ્યો કે જાણે ઝકીબેનું કતલજ નહોતુ થયું.

# પ્રકરણ ૨ જું.

## મુસ્તુફા સગીર.

પરદેશમાં પોતાના હેતુઓના રક્ષણ અરથે બ્રીટીશ સલતનતે પુરવની ભાષાઓનું શીક્ષણ આપવા કેટલીક સંસ્થાઓ ઠેરઠેર સ્થાપેલી છે અને લંડનમાં તો ખાસ એજ હેતુ પાર પાડવા માટે એક મોટી કોલેજ પણ છે જેમાં જુદા જુદા દેશ અને ધર્મના સેંકડો વીદયારથીઓ પુરવની ભાષાઓનું શીક્ષણ પામે છે. સને ૧૯૦૯ પહેલાં મુસ્તુફા સગીર હીંદુસ્તાનની પ્રખ્યાત " મોહમેદન કોલેજ" જે સાધારણ રીતે "અલીગઢ કોલેજ" ના નામથી પ્રખ્યાત છે તેમાં ભણતો હતો અને જયારે તેણે ત્યાંનો કોરસ પુરો કરી લીધો ત્યારે ઉંચી તાલીમ પ્રાપ્ત કરવા અરથે વીલાયત ગયો. મુસ્તુફા સગીર ઘણો બાહોશ અને મતલબ સાધવામાં એકકો હતો. તેણે વીલાયત પહોંચીને કેટલાક પ્રખ્યાત અંગ્રેજો સાથે મુલાકાત પેદા કરી અને કેટલાકને પોતાની બાહોશીથી આંજી નાખ્યા. ધીમે ધીમે તે મી० મોંટેગ્યુ સુધી પહોંચી ગયો જેઓ તે સમયે હીંદી પ્રધાનના હોદ્દા ઉપર હતા. તેણે મી० મોંટેગ્યુને અરજ કરી કે, "મારો વીચાર ઉંચી કેળવણી લેવાનો છે, પણ મારી નાણા સંબંધી સ્થીતી ઠીક નથી તેથી આપ મને સરકારી સ્કોલરશીપ અપાવી ઓક્સફર્ડ યુનીવરસીટીમાં મોકલી આપો તેના બદલામાં જયારે હું યુનીવરસીટીનો કોરસ પુરો કરી લઇશ ત્યારે આપ જે સેવા સપુર્દ કરશો તે ખરા દીલથી બજાવી લાવીશ." મી० મોન્ટેગ્યુએ મુસ્તુફાની બાહોશી જોઇ ઓક્સફર્ડ યુનીવરસીટીમાં દાખલ કરાવી દીધો અને સરકારી સ્કોલરશીપનો બંદોબસ્ત કરી આપ્યો. ત્રણ વર્ષમાંજ

મુસ્તુફાએ યુનીવરસીટીનો કોરસ ખતમ કરી ડીગ્રી લીધી અને તે ૫૭ હકુમતની મારફતે પુર્વની ભાષાઓ અને પ્રોપેગન્ડાનું શીક્ષણ લેવા ઉપલી કોલેજમાં દાખલ થઇ ગયો. તેણે ત્યાં પહોંચીને ભારે મહેનતથી લક્ષપુર્વક શીક્ષણ લીધું, અને જ્યારે સને ૧૯૧૪ ની સાલમાં ભયંકર લડાઈ સળગી ઉઠી ત્યારે એક મહત્વનું કામ માથે લઇ, કોલેજમાંથી બહાર પડયો.

જીનીવામાં તુર્કોની તરફથી એક કોન્ફરન્સ થનાર હતી તેની ખાતમી મેળવવાનું કામ મુસ્તુફા સગીરને સોંપવામાં આવ્યું હતું. તે તરતજ લંડનથી ઉપડીને જીનોવા પહોંચ્યો અને ભારે કુનેહબાજીથી જીનીવાની મજકુર કોન્ફરન્સનો સભાસદ બની ગયો અને હીંદના પ્રતીનીધી તરીકે તુર્કોની તરફ તેણે જાહેર કરેલી દીલસોજી જોઇને તુર્કોએ તેના ઉપર ભરૂસો કર્યો અને કોન્ફરન્સના જે હેતુઓ વીગેરે હતા તેથી મુસ્તુફાને જાણીતો કર્યો. મુસ્તુફાએ જીનીવામાં બેઠાં બેઠાં કોન્ફરન્સનો તફસીલવાર રીપોર્ટ બ્રીટનના પરદેશ ખાતાંને મોકલી આપ્યો...આ રીપોર્ટ મળતાં પરદેશ ખાતામાં તેની લાયકાતની ઉમદા છાપ પડી, અને તેની હોંસ વધે એટલા સારૂ ઇનામની સારી રકમ બદલા તરીકે મોકલવામાં આવી.

કોન્સ્ટેન્ટીનોપલ ઉપર મીત્રરાજયોનો કબજો થતાં ભયંકર લડાઇની આગ ઠંડી પડી અને અંગોરાની ચળવળ શરૂ થઇ તો બ્રીટને પોતાનાં હેતુઓ પાર પાડવા માટે મુસ્તુફા સગીરને કોન્સ્ટેન્ટીનોપલ મોકલી આપ્યો.

મુસ્તુફા સગીર તરતજ કોન્સ્ટેન્ટીનોપલ પહોંચ્યો ત્યાં જઇને સહુથી પહેલાં તેણે પોતે એક ધર્મીષ્ટ અને ઇમાનદાર હોવાની છાપ લોકોના મન ઉપર બેસાડી. તે કલાકોના કલાક મસ્જીદોમાં બેસીને

વઝીરો પડતો અને આખો આખો દીવસ વલીઅલ્લાહોના મકબરા અને ખાનકાહોમાં ગુજારતો. તેના હાથમાં એક લાંબી તસબીહ અને દર વખત ફફડતા હોઠો જોઇને ભોળા તુરકીઓ તેના ફંદામાં ફસાયા. તેઓ તેને એક પરહેજગાર અને તુર્કીઓનો ખાસ હમદર્દ સમજવા લાગ્યા. ધીમે ધીમે તુર્કીઓની તમામ સોસાયટીઓ, અન્જુમનો અને કલબોમાં તેનો પગપેસારો થયો. જાહેર રીતે બ્રીટીશની બુરાઇઓના દાસ્તાન તેની જીભે સાંભળીને ભલભલા તુર્કીઓ પણ તેના ઉપર ભરૂસો રાખવા લાગ્યા. કોન્સ્ટેન્ટીનોપલ પહોંચતાંજ મુસ્તુફા સગીરે નાણાં છુટથી વીખેરવા માંડયા હતા. જેથી લોકોમાં તેનો મોભો કાયમ થઈ ગયો અને તેઓ તેને હીંદુસ્તાનના મોટા રાજાની પેઠે સમજતા હતા. ધરમ, દેશ કે બીજા કોઈ કામના ફંડમાં મોટી મોટી રકમો ભરવાથી તે એક જાસુસ કે "ઘરનો ભેદી" હોવાનું કોઇને ભાન પણ થયું નહીં.

તેણે બે ઓગલુમાં એક આલીશાન મકાન ભાડે લીધું હતું, જે બોસફોરસના કીનારા ઉપર હોવાથી ભારે મનહરણ હતું, અને એક બીજું મકાન જામએ સુલતાન અને અયા સુફીયાની પાસે પણ રાખ્યું હતું. પહેલું મકાન ઓળખાણ પીછાણવાળા અને દોસ્તોની મુલાકાત માટે હતું, અને બીજું ખાસ છુપા કામ અને ખાસ ખાસ લોકોની મુલાકાત માટે હતું. અમે ઉપર કહી ગયા તેમ મુસ્તુફા છુટા હાથે નાણા વાપરતો હોવાથી થોડાજ વખતમાં તે ઉંચી સોસાયટીયોમાં સ્હેલાઇથી શામેલ થઈ ગયો. "એલેરી" વર્તમાનપત્રનો એડીટર ફરીદ જાવેદ પણ તેના રૂઆબમાં ફસાઇ પડયો હતો. ફરીદ જાવેદ બાહોશ માણસ હતો પણ મુસ્તુફા સગીરની મઝહબી વાતો કમ્મી જાંફેશાની અને દીનદારી જોઈ તેનો પાકો મીત્ર બની ગયો હતો.



મસજીદે સુલતાન એહમદ કોન્સટેન્ટીનોપલ

કમાલીસ્ટોની હીલચાલ ઉપર ખાસ દેખરેખ રાખનાર બગદાદવાળા ઈઝ્ઝત આફંદીએ પણ મુસ્તુફા સગીરને બનતી મદદ કરી તેના કામમાં ભારે સવળતા કરી આપી હતી.

મુસ્તુફાની જીંદગીનાં વૃતાંતનો ઘણો ખરો ભાગ છુપા કારસ્તાનો અને અત્યાર સુધી જાહેર નહીં થએલા એવા કાવાદાવાઓથી, ભરપુર છે, તે એક મજબુત મનનો ટેકીલો માણસ હતો. ગમે તેવા ભયંકર કામમાં જીવના જોખમે ઝીપલાવતાં લગાર પણ પાછીપાની કરતો ન હોતો આખી જીંદગી દરમ્યાન તે કોઇબી દીવસ નીરાશ થયો ન હોતો. બલ્કે નીરાશાનું નામ કદીએ તેના મગજમાં આવ્યું ન હોતું. ખરેખર તે એક અસાધારણ શકતીવાળો માણસ હતો છતાં તે માણસ હોવાથી કોઇ કોઇ વખત માણસની પેઠે આનંદ અને શોકના અસરથી દબાઈ જતો. કોન્સ્ટેન્ટીનોપલમાં આવ્યા પછી તેના જીગરમાં પ્રેમના અંકુરો ફુટયા હતા અને તેના લીધે તે કેટલીક વખત કલાકોના કલાક પોતાની ફરજને ભુલી જઇ "જીનાન"ના વીચારોમાં લીન રહેતો હતો.

"જીનાન" નામની એક તુર્કી બાળાના નયનબાણે મુસ્તુફા સગીરનું જીગર ભેદી નાંખ્યું હતું, તે રાત દીવસ તેનાજ વીચારોમાં રહેતો હતો. ધીમે ધીમે તેની બધી આશાઓ જીનાનના ગુલાબી રૂખસારો સુધી પહોંચીને સમાપ્ત થઇ જતી હતી. મુસ્તુફા સગીરના પ્રેમનો બદલો તેની આશાઓને જોતાં નીરાશ કરનારોજ મળ્યો હતો; કેમકે "જીનાન" પોતાનો સુંદર હાથ તુર્કીના કોઇબી ગરીબમાં ગરીબ ખેડુતને આપવામાં મોટું માન સમજતી હતી. તે મુસ્તુફા સગીરને એક માલદાર પ્રેમી તરીકે પીછાણતી હતી. તે જાણતી હતી કે મુસ્તુફા ભારે લાગવગ ધરાવનાર અને એક મોટા નવાબની પેઠે

જીંદગી ગાળનાર પ્રેમી છે. છતાં ગરીબ "જીનાન"નું જીગર તેને ચાહવા ઇન્કાર કરતું હતું. તેણી લાચાર હતી પણ મુસ્તુફાના જીગરમાં જીનાનના પ્રેમે ઘર કરી લીધું હતું. જીનાન પોતાના પ્રેમીથી દુરજ રહેવા ચાહતી હતી પણ પોતે ગરીબ હોવાથી કોઇ કોઇ વખત હસી બોલી મુસ્તુફાને ખુશી કરતી હતી. જીનાનના માથે આખા કુટુંબનુ પોષણ હતું. મહાન લડાઇએ તેના ભાઇઓ અને બાપનો ભોગ લીધેલો હોવાથી નાહના ભાઈ બ્હેનોનું ગુજરાન જીનાનને માથે આવી પડયું હતું ઘરમાં બીજો કોઇ પુરૂષ ન રહેવાથી જીનાન મહેનત મજુરી કરી પોતાને આશરે રહી ગએલા અનાથોને પાળતી હતી. મુસ્તુફા સગીર જીનાનનો આશક હોવાથી તે વખતો વખત નાણાંની ભેટ કરતો હતો જેથી જીનાનને ન છુટકે પોતાના પ્રેમીની હસી બોલીને પરોણાગત કરવી પડતી હતી.

જીનાનનું ઘર બોસફોરસના કીનારા ઉપર હતું. ચારે બાજુ અંગુરના વેલાઓ અને સરો તથા ફુલોના ઝાડોથી રમણીય બનેલી નાની વાડી હતી અને વાડીની ગલી વાટે સમુદ્ર કીનારે જવાતું હતું. મુસ્તુફાનું મકાન જીનાનના ઘરની પાસેજ હતું. દરરોજ સવારમાં જ્યારે જીનાન પોતાની સુંદર વાડીના છોડવાઓને પાણી પાતી અને નવા ઝાડોને રોપતી તથા ફુલો વીણતી ત્યારે મુસ્તુફા પોતાના ઘરની બારી વાટે તેના યોવનરૂપી બગીચાના દર્શન કરી પોતાના જીગરને ઠંડક આપતો હતો પણ થોડીજ વારમાં તે ઠંડક બળતરનું રૂપ લેતી અને મુસ્તુફાના જીગરને બાળતી.

જીનાનને પોતાની બનાવવા માટે મુસ્તુફાએ જેટલી કોશીશો કરવી જોઇએ તે બધી કરી નાંખી પણ જીનાનની તરફથી આ જવાબ વીના બીજો જવાબ મળતો નહીં કે "હું તમારી ઇચ્છાને આધીન થવા લાચાર છું અને તમને મારો હાથ આપી શકતી નથી."

કોઈ પણ પ્રેમીને તેની કમનસીબીની ખાત્રી આપવા માટે આ શબ્દો પુરતા હતા પરંતુ મુસ્તુફા પોતાના જીગરમાં પ્રેમની અખુટ દોલત રાખવા ઉપરાંત કદી પણ નીરાશ ન થાય તેવું મજબુત મન પણ રાખતો હતો. તે કદી નીરાશ ન થયો. જીનાનની તરફથી સાફ જવાબ મળવા છતાં તે પોતાનાં પ્રેમમાં ફળીભુત થવાની પુરણ આસ્થા ધરાવતો હતો.

કુદરત તરફથી જીનાનને પ્રેમમય હૃદય મળ્યું હતું. મુસ્તુફાની અડગતાએ તેના હૃદય ઉપર અસર કરી. મુસ્તુફાના પ્રેમે તેનું મન ચળી લીધું. તે વીચારવા લાગી "મારે શું કરવું ? મુસ્તુફા ખરા જીગરથી ચાહે છે એવા પ્રેમીને તરછોડી દઉં ? મેં તેને સાફ જવાબ આપ્યો પણ તે ડગતો નથી. વળી મારા ઉપર તેના સેંકડો ઉપકારો છે. આજ કાલ એજ મારા નાના ભાઇઓ અને બેનોનું અરે ! આખા કુટુંબનું ગુજરાન ચલાવે છે એમ કહુ તો તેમાં શું ખોટું છે. પણ હું શું કરું ? તેની ભેદી જીંદગી, તેને ત્યાં આવતા જાસુસો, તેની શંકા ભરી ચાલચલત મને દીલ અરપણ કરતાં રોકે છે" જીનાન ઘણી વખતે વાડીમાંથી પોતાના પ્રેમીનું મકાન જોતાં મનમાંજ કહેતીઃ– "મારા ખરા પ્રેમીનું મકાન, પણ તે એક ભયંકર જાસુસ હોવાની મારું દીલ ગવાહી આપે છે." આ વીચાર આવતાંજ તે મોહડું ફેરવી લેતી.

દુરરે મહારની હોડી કાઝી કુઈની તરફ રવાના થઇ અને આપણો મુસ્તુફા સગીર પ્રેમદા જીનાનના સ્વપ્ના જોતો ઉંઘમાં પડયો. એવીજ સ્થીતીમાં તેણે રાતના કેટલાક કલાક પસાર કર્યા એટલામાં એક ભયંકર સ્વપનું જોતાંજ તે જાગી ઉઠયો. તે વખતે તેનું જીગર ઝકીબે જેવા નીરદોષના કતલ થવાથી રડી રહયું હતું. આ સ્થીતી થોડીજ વાર રહી કેમકે જીનાનના મનહર ચહેરાએ દીલગીરી દુર કરી દીધી. તેણે આંખો બંધ કરી લીધી અને તે સ્વપ્નું ખરૂં

હોય, તે વીચાર બનાવટી નહોય એવું ચાહવા લાગ્યો પણ આફતાબના સોનેરી કિરણો અને પક્ષીઓના શોરબકોરે એ લહાવો લેતાં અટકાવ્યો. તે ઉઠયો જરૂરી કામથી પરવારી પોતાના બીજા મકાન ઉપર જવા રવાના થયો. આજે જીનાનથી મળી તેનું દીલ જીતવાની કોશીશ કરવાનો પાકો વીચાર તેના મનમાં ઘોળાઈ રહયો હતો.

## પ્રકરણ ૩ જું.

### જીનાન.

મુસ્તુફા સગીર ગાડીમાં સ્વાર થઇ બે ઓગલુના મકાન આગળ પહોંચ્યોજ હતો કે જીનાનની યાદે તેને બેચેન બનાવી દીધો. તેણે અત્યારેજ પ્યારી જીનાનના મનહર મુખડાના દર્શન કરવાનો ઇરાદો કર્યો, અને જો બને તો આજેજ તેને પોતાની બનાવી લેવાના વીચારથી ગાડીવાળાને "નયશાન તાશ" તરફ ગાડી ફેરવવાનો હુકમ કર્યો. ગાડીવાળાએ ગાડી ફેરવી અને નયશાન તાશ તરફ હંકારી. અત્યારે મુસ્તુફાના મનમાંથી બધા વિચારો દુર થઇ ગયા હતા. માત્ર જીનાન સીવાય બીજું કાંઇએ નહોતું. આજે જીનાનની પાસે જઇને આમ કહીશ તેમ કહીશ વીગેરે વિચારો કરતો હતો, પણ જ્યારે જીનાનની તરફથી નાસીપાસ કરનાર જવાબનો વિચાર આવતો ત્યારે તે હાયકારો ખેંચતો હતો.

આફતાબના સોનેરી કીરણોનો પ્રકાશ ધીમે ધીમે દુનીયાની સપાટી ઉપર પથરાઇ રહ્યો હતો, પવનની ઠંડી લેહરીઓ મગજને તાજગી બક્ષી રહી હતી. શાંત સમુદ્રમાં પવનના ઝાપટાથી ઉછાળા શરૂ થઇ ચુકયા હતા અને તેના મોજાઓ પત્થરના કીનારા ઉપર પટકાઇને અજબ હંગામો બરપા કરી રહ્યા હતા.

બે ઓગલુ આગળથી ગાડી નયશાન તાશ આવી પહોંચી. મુસ્તુફા સગીરે પોતાની પ્રેમદા જીનાનના ઘર આગળ ગાડીવાળાને ગાડી રોકવાને કહ્યું. ગાડી થોભી, ધડકતા જીગરે મુસ્તુફા ગાડીમાંથી

ઉતર્યો. સામેજ જીનાનનું મકાન અને નાનકડી વાડી હતી. સવારની પહોરમાંજ જીનાન નમાઝ વીગેરેથી પરવારી પોતાની ફુલવાડીમાં આવતી હતી. મુસ્તુફા ગાડીમાંથી ઉતરી વાડીમાં દાખલ થયો. અત્યારે તે એક પક્ષી પેઠે હતો જે તરતજ શીકારીને હાથે પકડાયો હોય અને જેને પાંજરામાં પુરી દીધો હોય. ખરેખર તે વખતે જીનાન વાડીમાંજ હતી વાડીમાંના ફુલની દરેક કળી હાસ્ય કરી રહી હતી, પરંતુ જીનાનનું હાસ્ય દુનીયાના બધા હાસ્યોથી નીરાળું હતું. મુસ્તુફા જીનાનને જોતાંજ પ્રેમાવેશમાં દુરથી પોકાર્યો.

"જીનાન! જીનાન!" આ સાંભળી જીનાન બેબાકળી બનીને ચોંકી, અને જયારે તેને મુસ્તુફા સગીર જણાયો ત્યારે તે વધારે ગભરામણમાં પડી, પણ તે મુસ્તુફા સગીરને આગળ આવતાં અટકાવી શકી નહીં. મુસ્તુફા સગીર લાંબા ડગ ભરતો તેની પાસે આવ્યો અને બોલ્યો:—

"જીનાન, મારી પ્યારી જીનાન! તું મને હીંદની મનહર કળીઓ કરતાં પણ સુંદર લાગે છે. તારા પ્રેમે મારી નસેનસ ઉપર કબજો કરી લીધો છે. મને એટલુંએ ભાન નથી કે અત્યારે હું આકાશ ઉપર છું કે વ્હાલી જીનાનની વાડીમાં. જીનાન! અરે હું અહીં એક પરદેશી છું પણ તારા લીધે, તારા માટે, મારી વ્હાલી જીનાન તારી ખાતર, તારો દેશ મારા માટે સ્વર્ગ સમાન છે."

જીનાન દર વખતે મુસ્તુફાની જીભે આવા પ્રેમમય શબ્દો સાંભળતી હોવાથી લગાર પણ શરમાઇ નહીં. વળી મુસ્તુફા સગીર જેવા મહેરબાન કે જેણે જીનાનની ગરીબી ટાળવા માટે નાણાંની એક સારી રકમ ભેટ કરી હતી અને દર વખતે તેના અને તેના કુટુંબના પોષણ અર્થે કાંઈ ને કાંઈ આપતો હતો તેને નીરાશ કરવાનું તેણે

મુનાસબ ન ધાર્યું, તેથી મીઠા શબ્દોમાં તેને આવકાર આપતાં પોતાના હાથ લંબાવ્યા. આ જોઈ મુસ્તુફાના આનંદનો પાર રહયો નહીં. તેને આ સમય સ્વપ્ના સમાન ભાસવા લાગ્યો. તે એકદમ આગળ વધયો, અને જીનાનના નાજુક હાથો પોતાના હાથમાં લઇ છાતી સરસા ચાંપી બોલ્યોઃ-

"જાનેમન ! હું મારા વ્હાલા દેશના સોગંદ ખાઇને કહું છું કે, હીંદુસ્તાનની નાજુક રમણીઓ તારા જેવી કામણગારીની જોડમાં આવી શકતીજ નથી. ખરેખર તું એક ચમત્કાર છે. તેં અત્યારે તારા હાથો આપીને મને શવહર તરીકે પસંદગી આપી તે માટે આભાર માનું છું. તું ખાત્રી રાખજે કે હું તારો વફાદાર શવહર સાબીત થઇશ."

"મારા મહેરબાન" જીનાને દીલેરીથી પાછળ ખસતાં કહ્યુંઃ- "અત્યારે મેં આપની સાથે જે વીવેકી વરતાવ કરયો છે તેથી આપને વધુ છુટ લેવી યોગ્ય નથી, કેમકે હું જયાંસુધી આપ કોણ છો તે જાણી ન લઉં ત્યાંસુધી આપના સવાલનો જવાબ આપી શકતી નથી. આપે મારા જેવી ગરીબ ઉપર કરેલા આભારો મને વીવેકથી વરતવાને લાચાર બનાવે છે અને હું તે પ્રમાણે વરતું છું."

જીનાને આ શબ્દો એવી મનહરણ રીતે મીઠા સુરોમાં અદા કર્યાં કે મુસ્તુફા પાણી પાણી થઇ ગયો. તે કાંઇ બોલવા ચાહતો હતો કે જીનાને પાસેના ઓરડામાં આવવાને કહ્યું અને પોતે આગળ વધી. સગીર જીનાનની પાછળ પાછળ ચાલ્યો. અત્યારે તેની શુદ્ધી બુદ્ધી રફુચક્કર થઈ ચુકી હતી. તે તદન નીરમાલ્ય બનીને જીનાનના અદના ગુલામ પેઠે જઈ રહયો હતો. ઓરડામાં પહોંચ્યા પછી બંને ખુરશીઓ ઉપર બેસી ગયા, પણ ઘણીવાર સુધી બંને ચુપજ બેઠાં. બેઉમાંથી એકનીએ બોલવાની હીમ્મત ચાલી નહીં. કેટલોક વખત પસાર થયો. છેવટે મુસ્તુફાથી રહેવાયું નહીં અને તેણે ચુપકીદી તોડીઃ-

"પ્યારી જીનાન ! મારા દીલમાં તારો પ્રેમ કેટલે દરજ્જે......" મુસ્તુફા સગીર પ્રેમની લાંબી કથા બયાન કરવા ચાહતો હતો કે વચમાં જીનાને આગળ બોલતાં અટકાવીને કહ્યું:-

"હુ ઘણા દીવસથી આપના અંતરની વેદનાનું તોલ કરૂં છું પણ હું એટલાજ સારૂં આપને ત્યાં હાજર ન થઇ કે તેની ગણત્રી મારા પ્રેમમાં નહીં થાય બલ્કે આપે મને નાણાંની જે મદદ કરી છે અને કરો છો, તેથી તે પઇસાનું પ્રેમ ગણાશે, પણ અત્યારે હું આપને ખાત્રી આપું છું કે મારા મનમાં આપના પ્રત્યે મોટું માન છે."

"ખરેખર મારા મોટા નસીબ."

"પણ આપ જીનાનથી શું ચાહો છો ?"

"હું મારી દરેક વસ્તુ પ્યારી જીનાન તારા ચરણોમાં અરપણ કરવા ચાહું છું."

"મારા મોહસીન !" જીનાને સગીરથી આંખો મીલાવી કહ્યું:- "આપ કોણ છો તે હું જયાસુધી ન જાણી લઉં ત્યાંસુધી મારૂં ભાગ્ય આપના હાથમાં સોંપી શકતી નથી. આપ કયા હેતુઓ પુરા પાડવા અહીં આવ્યા છો તે જાણવાની પણ જરૂર છે. અત્યાર સુધી હું આપના વીશે કાંઇ પણ માહીતી ધરાવતી નથી. માત્ર એક ભેદી પુરૂષ સીવાય આપને હું શું કહું ? આપની ભેદી જીંદગી મને શંકાશીલ બનાવે છે, માટે ખુદાના વાસ્તે સાચેસાચું કહો કે આપ કોણ છો ?

"પ્યારી જીનાન" મુસ્તુફા બોલ્યો:-'મારૂં નામ મુસ્તુફા સગીર છે. હું હીંદુસ્તાનનો રહેવાસી અને ત્યાંની ખિલાફત કમીટીના સ્થાપકોમાંનો એક છું. તુરકીનો સાચો હમદર્દ અને જાંનીસાર છું." જયારે જીનાને સગીરને મોહઢે તુરકી શબ્દ સાંભળ્યો ત્યારે તેની મૃગ જેવી આંખોમાંથી આંસુ સરી પડયા, અને તેણે ચોખેચોખું કહી દીધું કે:-"મારા મહેરબાન હું આપના કહેવાને સત્ય સમજતી નથી."

"વ્હાલી ! મારી વાતો ઉપર ભરોસો કરવો જોઈએ" મુસ્તુફા સગીરે ખાત્રી આપતાં જણાવ્યું:-"મે કદાપી જુઠી વાત કરી નથી. હું તમને ખરેખરૂં કહું છું કે, મારો જન્મ હીંદના એક ધનવાન કુટુંબમાં થએલો છે. મારા મરહુમ પીતા ઇસ્લામના સાચા સપુત હતા. સને ૧૯૧૮ ની સાલમાં ખિલાફતના સવાલ બાબે હીંદુસ્તાનમાં થએલા બળવા વખતે તેઓ શહીદ થયા. આ મારી કહાણી છે. આ સાંભળ્યા પછી પણ વ્હાલી જીનાન ! શું તું મને એક સેવક તરીકે પસંદ નહીં કરે ? શું તું મારા બધા ઉપકારોને વીસરી જઇશ ?"

સગીરની વાતોએ જીનાનના દીલ ઉપર અસર કરી અને તેની ચાતુરી કારગર નીવડી છતાં થોડીજ વારમાં જીનાનને તેની ભેદી જીંદગી અને જાસુસો સાથેના મેળ મેળાપની યાદ આવતાં સગીરની કથા બનાવટી જણાવા લાગી. પણ તેણે મનમાં વીચાર્યું કે અગર આ માણસ ખરેખર જાસુસ હોય તોએ શું તેના મનની માલેક બનીને શા માટે બધા ભેદોથી જાણીતી ન થઇ જાઉં ? એમ થવાથી મેં મારા ધરમ અને દેશની મોટામાં મોટી સેવા બજાવેલીજ લેખાશે. આવી રીતે વીચાર કરીને જીનાને ભારે મોહક રીતે હસતા ચ્હેરે કહ્યું:-

"વ્હાલા ! હું સોગંદ પુર્વક કહું છું કે, તમે જે કાંઇ કહો છો તે સત્ય છે."

"જાનેમન ?" આનંદાવેશમાં સગીર બોલ્યો, "હું ખુદા અને તેના રસુલ સલ૰ અને કયામતના દીવસના સોગંદ ખાઇને કહું છું કે મેં મારા માટે જે કાંઇ તમને કહ્યું છે તેવોજ હું છું."

સગીરે તદન જુઠાજ સોગંદ ખાધા હતા પણ જીનાને તે તરફ કોઇ પણ જાતનો અભાવ જાહેર ન કતાં સ્મિત હાસ્ય કરતાં કહ્યું:- "મારા રફીક ! હું આપની વાતોને ખરી માનું છું, તેમજ કહું છું

કે, મારા માતપીતાને સ્વર્ગવાસ થયે લાંબો વખત વીતી ચુકયો છે, તેથી હવે જેમ બને તેમ જલદી લગ્ન કરી નાંખવા જોઇએ ”

આ સાંભળતાંજ સગીરને પોતાની સફળતાની ખાત્રી થઈ ગઇ. તે સમજ્યો કે જીનાને તેના પ્રેમનો સ્વીકાર કરી લીધો છે. તેથી આકુળ વ્યાકુળ થઇને જીનાનની તરફ આગળ વધ્યો. જીનાને પણ કાંઇ વાંધો લીધો નહીં એટલે સગીરે તેણીને બાથમાં લઇને કેટલાક ચુંબનો લીધા, અને જાણે પોતાના પ્રેમની મોહોરો લગાવી દીધી.

અત્યારે સગીર કઈ સ્થીતીમાં હતો અને તેનું મન પ્રેમાવેશમાં કેટલે દરજજે ઉભરાઇ જતું હતું તે વર્ણવાની શકતી કલમમાં નથી. તે તદન બેભાન હતો તેણે પોતાની ફરજ વીસારી હતી, તે પ્રેમમાં અંધ બન્યો હતો. તેની આંખો જીનાનના રૂપમાં અંજાઈ ચુકી હતી. જીનાન આ તકને જવા દે તેવી ન હોતી. તેણે સગીરની કમ્મરમાં પોતાના હાથ વીંટાળ્યા હતા, તેથી એક હાથ તેના કોટનાં ખીસામાં નાંખી દીધો અને તેમાંથી ચામડાનું પાકીટ કાઢી લઇ ઓરડાની બહાર ઝાડોના કુંડા આગળ ફેંકી દીધું. આ કાર્ય જીનાને એટલી ઝડપ અને ચપળતાથી કર્યું કે સગીરને લગાર પણ ખબર પડી નહીં, તેને તો આજે મહાન સલતનત પ્રાપ્ત થઈ હોય એમ લાગતું હતું. જીનાનના પ્રેમમાં સફળતા મેળવવી, એક તુર્ક રમણીને પોતાની બનાવવી, કાંઈ સાધારણ વાત નહોતી. સગીર તો જીનાનના ગુલાબ જેવા ગાલની સુગંધથી પ્રફુલ્લીત બની રહ્યો હતો, અને જીનાને તેનું ગજવું સાફ કરી નાખ્યું. આવી રીતે જીનાને પોતાના અભાગ્યા દેશની પહેલી સેવા બજાવી. હવે તેને પાકીટમાં રહેલા ભેદને જાણવાની જીજ્ઞાસા વધી પડી, એટલે કેટલોક વીચાર કર્યા બાદ સગીરને જલદી વીદાય કરવાની બાજી રચતાં કહ્યું:-

“હવે વખત બહુ થોડો છે, માટે જલદીથી બે ઓગલુ જાવ

અને ત્યાંથી રૂપીઆ લઈ આપની આ દાસીના માટે જે કાંઈ ખરીદ કરી શકતા હોવ તે ખરીદી લાવ."

સગીર આ સાંભળી બોલ્યો:-"જાનેમન, તું મને કાંઈ હુકમ કરે અને તેમાં હું પાછી પાની કરૂં એ મારી મોટામાં મોટી કમનસીબીજ લેખાય. પણ આહ! હું તારી મૃગ જેવી ચક્ષુઓ, ગુલાબ જેવા ગાલ અને લાંબા મણીધર સમ વાળના દરશનથી બેનસીબ બની એકલો જાઉં એ કેમ બને? હું એકલો નહીંજ જાઉં, તું પણ મારી સાથે ચાલ અને જે કાંઇ પસંદ પડે તે ખરીદ કર. તારા પ્રેમીને, તારા મજનુને એકલો વીદાય ન કર, સાથેજ ચાલ."

"મારા વ્હાલા! આપણા બંનેના સાથ જવાથી દરેક માણસ શંકાશીલ બને એ હું પસંદ કરતી નથી. હું એવી બાળાઓમાંની નથી જે પોતાના પ્રેમીઓની સાથે બજારે બજાર અને દુકાને દુકાન રખડીને તેમના ખીસા ઉપર કાપ મુકે છે. જેઓ આવી રીતે ભટકે છે, તેઓના પ્રેમનું પરીણામ કાંઇ સારૂં આવતું નથી. વળી જેઓ મને એક કુંવારી કન્યા તરીકે જાણે છે તેઓની નજરમાં તો હું મારા નાના ભાઈ બેનોની સાથેજ રહી શકું છું. કોઈ પરપુરૂષ સાથે દુકાનોમાં જવાને હજી લાયક થઇ નથી."

"ઠીક ત્યારે, હું એકલોજ જાઉં છું, અને મારી વ્હાલીના માટે એવી વસ્તુઓ ખરીદી લાઉં છું કે જે પહેલી રાતમાં......" આટલું બોલી સગીર ફરી ઉઠયો, અને જીનાનના નીરદોષ સુંવાળા ગાલના કેટલાક ચુંબન લઈ વીદાય થયો. તેની ગાડી રવાના થઇ. લોકોની નજરો તેના તરફ ઉઠી અને તેમના મનના વીચારો પણ તેની સાથે સાથે ગયા. થોડાક લોકો એવા હતા કે જે સગીરની દરેક હીલચાલને શંકાની નજરે જોતા હતા, પણ એક મોટો સમુહ સગીરને તુર્કીના

ખરો ખેરખ્વાહ અને પાકો પરહેઝગાર જાણતા હતા. સગીરના જવા પછી જીનાન તરત વાડીમાં આવી અને થોડીજ વારમાં સગીરના ખીસામાંનું પાકીટ તેના હાથમાં હતું. પાકીટ મળવાથી જીનાનની ખુશીનો પાર રહયો નહીં. તે પોતાની ચતુરાઇની પોતેજ તારીફ કરવા લાગી.

સાંજનો સમય થઇ ચુકયો છે. બાર કલાકની લાંબી મુસાફરીથી સુરજ થાકીને રાત્રીની ગોદમાં આરામ લેવા માટે જઇ પહોંચ્યો છે. ઇસ્તમબોલવાસીઓ નવ વાગ્યા પહેલાંજ પોતાના કામ ધંધાથી પરવારી ઘરોમાં આરામ કરી રહયા છે, પણ જીનાન અત્યારે એક અગત્યના કામમાં રોકાઈ છે. આજે તેને એક અમુલ્ય વસ્તુ પ્રાપ્ત થવાથી તેને જે આનંદ અને ખુશી ઉપજી છે તે માટે તે આખી જીંદગી સુધી ગર્વ કરે તો તેમાં કાંઇ ખોટું નથી અને તુર્કી પ્રજા તેના આ અમુલ્ય કાર્યથી સદાને માટે અહેસાનમંદ રહે તો કાંઈ નવાઇ નથી.

જીનાન પોતાના સુવાના ઓરડામાં હતી અને જયારે તેને પોતાના નાહના ભાઇ બહેનોને પોતપોતાની પથારીઓ ઉપર સુઇ જવાની ખાત્રી થઇ ગઈ એટલે તેણી ઓરડાની બારી આગળ લેમ્પના પ્રકાશ પાસે બેઠી. જયાંથી બોસફોરસના સુંદર કીનારાનો દેખાવ નજરે પડતો હતો. ઓરડાંની આજુબાજુ શાંન્તા પથરાએલી છે. વાડીના ઝાડોના પાંદડાઓનો ખખડાટ અને સમુદ્રના કીનારાઓ ઉપર પોતાનું માથું પટકી રહેલા મોજાંઓ ઉપરાંત અત્યારે જીનાનની શાંતીમાં ભંગ કરનાર બીજી કોઈ વસ્તુ નહોતી. અલબતાં ઝાડોની ઘટામાંથી પવનના ઝપાટાના કારણે કોઈ કોઇ વખત ચંદ્રમા ડોકીયું કાઢીને તેના યૌવનની બહાર લુંટી રહયો હતો. કીનારા ઉપર ડોળાં ખાતી હોડીઓ,

શહેરના આકાશથી વાતો કરનારા મહેલો ચાંદનીમાં અજબ આનંદ આપતા હતા. જીનાને લેમ્પની પાસે ખુરસી ઉપર બેસીને ધડકતી છાતીએ મુસ્તુફા સગીરના ખીસામાંથી તફડાવેલું ચામડાનું પાકીટ કાઢયું અને ખોલ્યું તો તેમાં કેટલાક કાગળો જણાયા. તેણીએ એ કાગળોમાંથી એક કાગળ ખોલીને વાંચ્યું તો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

વ્હાલા મુસ્તુફા !

તમે જયારથી ગયા છો ત્યારથી તમારા કાંઇ સમાચાર મળ્યા નથી. મને આશા છે કે તમે તમારા હેતુઓમાં ઘણીજ સ્હેલાઇથી સફળતા મેળવી લેશો. લંડનનું છુપી પોલીસ ખાતું તમારાથી બહુ મોટી આશાઓ રાખે છે.

શું તમે મને એક ખુલાસાવાર પત્ર મારફતે જણાવી શકો છો કે અંગોરાના દેશભકતોની કમીટીના શા હેતુઓ છે? બોલશેવીક અને તુરકો વચ્ચે કેવા કરાર થયા? ઇરાની એલચી અને તુરકો વચ્ચે કઇ બાબતોનો ફેંસલો થયો? કોન્સ્ટેન્ટીનોપલ અને અંગોરા રાજય વચ્ચે ચાલતી છુપી હીલચાલો પણ જણાવવા ચુકતા નહીં. મને આશા છે કે તમે મારા આ સવાલનો જવાબ આપશો. કેમકે નંબર ૨૫ ના વડા અમલદાર આ બાબતો જાણવાને ઘણા આતુર છે.

હું તમારી અમુલ્ય કોશીશોનો ભારે આભારી છું, અને તમોએ ત્યાંના મુસલમાનો ઉપર પોતાનો જે દાબ બેસાડયો છે તે માટે મુબારકબાદી આપું છું.

એડવર્ડ સ્ટ્રીટ, લંડન.

તમારો વીશ્વાસુ,
એમ. એ.

જીનાને આ કાગળ સમાપ્ત કર્યા પછી બીજો કાગળ વાંચ્યો, જેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

વ્હાલા મુસ્તુફા સગીર!

તમે કોન્સ્ટેન્ટીનોપલની ઇસ્લામી સોસાયટીઓમાં ભેળાઈ ગયા છો એ જાણી મને ઘણોજ આનંદ થયો છે. વળી વધુ આનંદ આ સમાચારથી થયો કે, ત્યાં તમે ખિલાફતના સવાલને લગતી કમીટીની સ્થાપના કરવા ચાહો છો. મને ગઈ કાલે ખબર મળી છે કે, નંબર ૨૫ ના વડા અમલદાર તમને લંડનથી એક નાદર રકમ એટલા માટે મોકલનાર છે કે તમે ઘણીજ આસાનીથી એશીયા માઇનર અને હીંદના સંબંધમાં સમાચાર મેળવવામાં સફળતા મેળવી શકો.

એડવર્ડ સ્ટ્રીટ, લંડન.

તમારો વીશ્વાસુ,
એમ. એ.

જીનાન આ બંને કાગળો વાંચ્યા બાદ બીજા કાગળો તપાસવા લાગી, પણ તેમા કાંઈ વધુ ઉપયોગી બાબતો જણાઇ નહીં તેથી તેને પડતા મુકયા. આ કાગળોથી મુસ્તુફા સગીરના ભેદભરમોનો ઘડો ફુટી ગયો, તેથી જીનાન ભારે વમાસણમાં પડી ગઈ, તેનો ચ્હેરો ફીકો પડી ગયો અને છાતીના ધબકારામાં વધારો થવા લાગ્યો.

પણ જીનાન દેશ અને ધર્મ માટે ગમે તેવા સંકટમાં સપડાવા માટે પોતાને તૈયાર જોતી હતી. તે પોતાનો જીવ દેશની કુરબાનગાહ ઉપર ભેટ ચડાવવા માટે તૈયાર હતી. કેમકે તે એક અનાથ બાળા હતી, અંને તેના બાપ ભાઇઓ તથા બીજા સગાઓએ દેશના માર્ગમાંજ પોતાને કુરબાન કર્યા હતા.

ઇતિહાસમાં ઇસ્લામી બાનુઓની બહાદુરીના બનાવોની જીનાનને

યાદ આવી. તે જાણતી હતી કે જેમ પાનખર રૂતુમાં ઝાડના પાંદડાઓ ખરી પડે છે તેમ એક સમયે ઇસ્લામની ખાનુઓ લડાઇના મયદાનમાં તલવારોનો મુકાબલો કરી શરીરના કટકા કરાવી ચુકી છે. આ ઇતીહાસીક યાદથી જીનાનમાં નવા જોમનો જન્મ થયો અને તેથી તે પોતામાં એક અપુર્વ શકતી હોવાનું ભાન કરવા લાગી.

જીનાન થોડાજ વખત પહેલાં તુરકીની મહાન વીદ્રાન ખાનું ખાલીદા અદીબ ખાનમનું એક પુસ્તક વાંચી રહી હતી, તે સમયે તેના મનમાં એવો વીચાર આવ્યો હતો કે ખાલીદા અદીબ ખાનમની પેઠે તેણે પણ દેશ અને ધર્મની સેવામાં કુરબાન થવું જોઇએ. અત્યારે જીનાનને પાછો એજ વીચાર આવ્યો. અંગોરાના તે બહાદુરો જેઓ જન્મભુમી ત્યજીને પહાડોની તળેટીમાં આવેલા અંગોરામાં દેશ અને ધર્મની જે સેવા બજાવી રહ્યા છે તેમાં તેના જેવીજ એક તુર્ક રમણી ખાલીદા તેમના જમણા હાથ સમાન બનેલી છે. જીનાન્ જાણતી હતી કે મારામાં મોહમ્મદ ફાતેહ, સુલતાન સલીમ, સુલતાન સુલેમાન કાનુની જેવા મહાન વીરોનું લોહી વહી રહ્યું છે તેથી જયાં સુધી મારા શરીરમાં નાંડ ચાલુ છે, લોહી ફરી રહ્યું છે, ત્યાં સુધી મારે તે બધું કરવું જોઇએ, જે દેશ અને ધર્મના માટે થઇ શકે છે.

અત્યારે જીનાનનો ચ્હેરો દીપી નીકળ્યો હતો, તેના ચ્હેરા ઉપર શુરવીરતાના ચીન્હો ફરી વળ્યા હતા. તેણી તરતજ ઉઠી અને બારીનો પડદો હઠાવી સમુદ્રના ઠંડા પ્રકાશમાં તેણે પોતાની નજરો આગળ કોન્સ્ટેંન્ટીનોપલના એશીયાટીક અને યુરોપીયન કીનારા જોયા. અત્યારે તેના મગજમાં ગુજરેલી તવારીખની યાદ આવવા લાગી. તવારીખમાં બનેલા બનાવો એક પછી એક તેના મગજમાંથી પસાર થવા લાગ્યા તેણે કહયું, "ખરેખર આ ઇતીહાસીક શહેરની મહત્વતા અને સુંદરતાએ યુરોપને તુર્કીનો દુશ્મન બનાવ્યો છે. તેથી શું મારા ઉપર

ફરજ નથી કે હું મારા વ્હાલા દેશના બચાવમાં મારૂં માથું ભેટ ચઢાઉં ? નહીં, મારે ભોગ આપવોજ જોઇએ, નહી તો આ શ્હેર તુર્કોના હાથમાંથી નીકળી જતાં ઇસ્લામના માથા ઉપર કલંક ચોંટશે"

જીનાન આવાજ વીચારોમાં લીન હતી. પહેલાં તો તે પોતાની નીરબળતાના કારણે પોતાને આ કાર્ય માટે અયોગ્ય ગણવા લાગી, પણ ફરી આ કામની મહત્વતા જોતાં દ્રઢ નીશ્ચય કરતાં મનમાંજ બોલી :–

" મારે ગમે તેમ કરીને પણ અંગોરા જવું જ જોઇએ અને ત્યાં પહોંચીને નામદાર ગાઝી મુસ્તફા કમાલ પાશાને ચેતવવા જોઇએ."

તેણે ફરી પેલા પાકીટના કાગળો જોયા. તેમાં થોડાક કાગળો તદન કોરા હતા, તેથી તેને ફાડી નાંખવાનો ઈરાદો કર્યો પણ કદાચ એમાં એ કંઇ હોય એવા વીચારથી પાછા પાકીટમાં મુકી દીધા, અને પાકીટ પોતાની પેટીમાં બંધ કરી દીધું.

અંગોરાની મુસાફરી ખરચાળ હોવાથી તે થોડોક વખત પોતાની ગરીબી જોતાં ભારે વમાસણમાં પડી ગઈ, પણ કાંઇક યાદ આવતાં તેના ચ્હેરા ઉપર ખુશાલીના ચીન્હ પ્રગટી નીકળ્યા. તે પોતાના મનમાં બબડી.

"સગીરના આપેલા એકસો બ્રીટીશ સોનાના સીક્કાઓ છે પણ મારા નાની વયના ભાઇ બહેનોને કયાં રાખું. તેમની કોણ સંભાળ લેશે. ગમે તે થાય તેમનો અલ્લાહ માલીક છે, તેજ તેમનું રક્ષણ કરશે. મેં પાકો નીશ્ચય કરી લીધો છે તેથી તેમાં હવે ફેર નહીં પડે. બચ્ચાં મારા કાકા સુલેમાનને સોંપી જઇશ અને આ સોનાના સીક્કા-નાંથી થોડાક તેમનાં ખરચ માટે આપતી જઇશ."

તે અત્યારેજ પોતાની કાકીથી મળીને બંદોબસ્ત કરવા તૈયાર થઈ ગઇ પણ ફરી કાંઇક વીચાર કરી સવારે જવાનું નકી કર્યું.

જીનાનને અત્યારે થાક લાગેલી જણાઇ તેથી વીચારોના વમળમાં ગોથાં ખાતી પલંગ ઉપર પડી અને થોડીજવારમાં જુવાનીની મીઠી ઉંઘમાં ઘોરવા લાગી.

# પ્રકરણ ૪ થું.

## જમીઅતે તહાલીકુલ ખિલાફતુલ હીન્દીયા.

વાંચકોથી અંજાણ નથી કે સગીરે પોતાના હેતુઓ પાર પાડવા માટે "એલરી" વર્તમાનપત્રના એડીટર ફરીદ જાવેદને નાણાંની મોટી રકમો આપી પોતાનો ગુલામ બનાવી લીધો હતો. હવે તેણે તહાલીકુલ ખિલાફતુલ હીંદીયા નામની કમીટીનો પાયો નાંખ્યો. 'એલરી' પત્રના એડીટરે આ કમીટી અને મુસ્તુફા સગીરની તુર્કી અને ખિલાફત પ્રત્યેની ફીદાગીરીના બાંકા ફુંકવામાં કાંઇ બાકી રાખ્યું નહી. ફરીદ જાવેદ સગીરને બનાવટી કે બદમાશ માણસ સમજીને લાલચના લીધે તેનાં બાંકા ફુંકતો હોય તેમ નહોતું બલકે બીચારો ફરીદ પણ મુસ્તુફા સગીરની વાતો અને નાણાંની રેલછેલથી અંજાઇને આ બધું કરી રહ્યો હતો.

થોડોજ વખત પસાર થયો હશે કે સગીરે "બાબે આલી"માં પગ પેસારો શરૂ કર્યો, પરહેઝગારો, ઝાહીદોથી મળવા લાગ્યો. તેનો વધુ વખત મસજીદો અને ખાનકાહોમાં વીતતો હતો. ગરીબ ગુરબામાં છુટા હાથે નાણાં વહેંચતો હતો. કોન્સ્ટેન્ટીનોપલની દરેક અનજુમનો અને સોસાયટીઓમાં સભાસદ તરીકે જોડાતો અને ભરપુર નાણાં આપવા લાગ્યો. વાંચકો આ ઉપરથી વીચારી શકશે કે આવા બદમાશ તરફ આવી સ્થીતીમાં કોણ શંકા લાવી શકે? દરેક વર્તમાન પત્રના કોલમો સગીરની તારીફથી ભરપુર હતા, જયારે કોન્સ્ટેન્ટીનોપલના વર્તમાનપત્રોને સગીરની કોમી હમદર્દી, તુરકી



સુલતાની મહેલ દોલમા બાગચા કોન્સટેન્ટીનોપલ.

ભક્તી અને ઇસલામી સેવાઓની પ્રશંસા કરતાં જોયા તો અંગોરાના પેપરોએ પણ તેના ઉતારા લેવા માંડયા, આવી રીતે થોડાજ સમયમાં સગીર ખરા દેશભક્ત અને તુરકીના પાકા હીમાયતી તરીકે ઘેરેઘેર પ્રખ્યાત થઇ ગયો.

ખરેખર મુસ્તુફા સગીરના અહો ભાગ્યજ ગણાય કે અંગોરાનાં આગેવાન "હાકમીયા મીલ્લત" અને "યકેગોન" નામના વર્તમાન પત્રોએ પણ સગીરની હમદર્દીના રાગ આલાપવા માંડયા સગીર જ્યારે આવા લખાણો જોતો ત્યારે તેની ખુશાલીનો પાર રહેતો નહીં. હવે તેણે અંગોરા જઇને ત્યાંના આગેવાનોની મુલાકાત લેવાનો અને મળે તેટલી બાતમી મેળવવાનો નિશ્ચય કર્યો.

સગીરને ખાત્રી હતી કે કોન્સ્ટેન્ટીનોપલની સફળતા અંગોરાંની સફળતાની પ્રસ્તાવના સાબીત થશે. અને જ્યારે ત્યાંની બધી હકી-કતની મને ખબર મળી જશે તો ભારેમાં ભારે રકમના ઇનામ મળવાની સાથે જે પ્રેમદાના યૌવન ઉપર હીંદુસ્તાન જેવી મારી જન્મભુમી કુરબાન કરવા તૈયાર છું તે પણ મળી જશે. કોન્સ્ટેન્ટી-નોપલનાં છુપી પોલીસ ખાતા તરફથી ફરીદ જાવેદને એક સારી રકમ દર મહીને અપાવતો હતો અને તે સાથેજ તેણે ફરીદ જાવેદને જણાવ્યું હતું કે તમે જે મહાન ઇસલામી સેવા બજાવી રહ્યા છો તેનો કીમતી બદલો તમને પાછળથી આપવામાં આવશે.

ફરીદ જાવેદ સગીરના હાથમાં પુરેપુરો સપડાઇ ચુકયો હતો તેને એક મીનીટ માટે પણ સગીરની તરફ શક ઉત્પન્ન થયો નહીં. તે વગર વીચારે સગીરની બધી વાતોને ખરી માનતો હતો. જ્યારે સગીરને ખાત્રી થઇ ગઈ કે ફરીદ જાવેદ મારો પુરેપુરો ગુલામ બની ચુકયો છે ત્યારે તેની આગળ અંગોરાની મજલીસ અને કમાલીસ્ટ શુરવીરો તરફ ભારે લાગણી

જાહેર કરતાં જણાવ્યું કે "હવે કેટલીક ખાસમઝહબી સેવા બજાવવા માટે હું અંગોરા જવા ચાહું છું" આ સાંભળી ફરીદ જાવેદે જણાવ્યું:—

"આપે કોમ અને મઝહબની જે મહાન સેવા બજાવી છે તેને જોતાં હું ખાત્રી પુર્વક ભવીષ્ય ભાખું છું કે માત્ર અંગોરાનાજ નહીં પણ આખી ઇસલામી દુનીઆના મહાન ઈમામ ગાઝી મુસ્તફા કમાલ પાશા આપને ભારે માન પુર્વક આવકાર આપશે માટે આપ જરૂર ત્યાં જવાની તઈયારી કરો."

સગીરે પેલા હીંદી ગુલામ દુરરે મહારની મારફતે કોન્સ્ટેન્ટીનોપલની રાજદ્વારી સોસાયટીઓની સંપુરણ માહીતી મેળવી લીધેલી હોવાથી હવે એક પગથીયું આગળ વધવાનો વીચાર કર્યો અને અંગોરાના ભેદની ખાતમી લેવા માટે અંગોરા જવાનો પાકો ઇરાદો કરી લીધો.

ભોગજોગે દુરરે મહાર એક દીવસ કાઝીકુકની કમાલીસ્ટોની સોસાયટીની ઓફીસમાં પહોંચી ગયો અને મેમબરોની ગેરહાજરીનો લાભ લઇ ઓફીસના કેટલાક કીમ્મતી ઓચરીયાં ચોરી લાવ્યો. જયારે સગીરે આ કાગળ જોયા તો તે ચોંકીને પોકારી ઉઠયોઃ—

"પુરી આજે કોઇનું ખુન તો નથી કર્યું."

દુરરે મહાર બોલ્યો. "મેં આજે એવું કામ કર્યું નથી પણ માત્ર આપની ઇચ્છા પ્રમાણે ઓચરીયાં લાવ્યો છું." આટલુ બોલી દુરરે મહારે એક કાગળ સગીરના હાથમાં આપ્યો જે જોઇને સગીર બોલ્યોઃ—

"હું અબઘડી મી૰ નેલસનની પાસે જાઉછું અને તારા માટે કીમતી બદલાની ભલામણ કરૂં છું." આ સાંભળી દુરરે મહાર ગરદન નમાવી પોતાના જમએ ફાતેહની પાસેના મેકાન ઉપર ગયો

અને સગીર કાગળોને ઘણીજ બારીકાઇથી ધ્યાનપુર્વક જોવા લાગ્યો. એટલામાં તેની નજરે નીચલો કાગળ ચઢયો.

'અંગોરામાં બધા કામ નિરવિઘ્ને થઇ રહ્યા છે. અંગોરાની પ્રજાકીય મજલીસે મોસ્કોની સાથે એક કરાર નામું કરયું છે. જેનો ખુલાસો આ પ્રમાણે છે કે પુરવમાંથી બ્રીટનનું કાસળ કાઢી નાંખવામાં આવે. આ હેતુ પાર પાડવા માટે કમાલીસ્ટોએ કોકેસસની ઉતરે ત્રણ ઇસ્લામી રાજયોની સ્થાપના કરી છે. વળી ઇરાનને પણ પારકાઓની ઝુંસરીમાંથી બહાર કાઢવાની કોશીશ ચાલુ છે અને અફઘાન લશ્કર હીંદ ઉપર હુમલો કરે તેવા પ્રયત્નો પણ થઇ રહયા છે,"

બીજા કાગળો પણ એવી બાબતોને લગતાજ હતા જેને વાંચીને મુસ્તુફાની ખુશાલીનો પાર રહયો નહી. અત્યારે તેને વગર મહેનતે દુનીઆ આખીના ખજાના મળી ગયા હોય એમ લાગતું હતું.

કોન્સ્ટેન્ટીનોપલ દુનીયાના રમણીય અને સુંદર શહેરોમાં અગ્રપદ ધરાવે છે છતાં કેટલાક લત્તા એવા પણ છે કે જે ગીચતા અને ગંદકીમાં એકકા છે. યાઅદલક બાઝારી નામનો રસ્તો તેના પુરાવા દાખલ રજુ કરીએ તો તે પુરતો લેખાશે. આ એક સડક છે અને ત્યાં દરરોજ માછલાંઓ તથા ફલફલાદીનું બજાર ભરાય છે. ગમે તેવો માણુસ આ રસ્તામાંથી સલામતીની સાથે બેચાર ધકકા ખાવા વગર પસાર થઇ જાય તોતે એક ચમત્કાર પેઠેજ લેખાય. માછલા-વાળાઓનો શોરબકોર તો સઉકોઇ જાણે છેજ તેમાં વળી ફળફળાદી-વાળાના બુમબરાડા કયાં ઓછા હોય છે. આવી રીતે સવારથી સાંજ સુધી આ બજારમાં માણસોની ભીડ અને માલ વેચનારાઓનો શોરબકોર ભારે કોળાહળ મચાવે છે. ખરેખર દારસ્સલતનતે ઇસલામની સુંદર-તામાં આવા બજારો એક દાગ સમાન છે.

તા૦ ૨૨ મી જુન ૧૯૨૧ નાદીવસે આ બજારમાં એક ગંભીર બનાવ બનવા પામ્યો. તેની વીગત એવી રીતે છે કે યોરગાકી બાબાઃ ઓગલુ નામનો એક ગ્રીક બજારમાં માછલી ખરીદવા આવ્યો અને દરેકે દરેક દુકાન ઉપર ભાવ પુછવા લાગ્યો. એક તુર્કી બાનુ પણ પોતાના માછલાં લઇને એક બાજુએ બેસેલી હતી. તે ગ્રીક બદમાશે આ બાનુની પાસે આવી ભાવ પુછયો, અને વાતો વાતોમાં કમાલીસ્ટોના સંબંધમાં અપ શબ્દો બોલી ગાળો આપવા લાગ્યો, અને વળી તેણે કહયું કે "થોડાજ.સમયમાં અમારો ટીનો (કોન્સ્ટનટાઇન) ઇસ્તમબોલની રાજગાદી ઉપર બીરાજમાન થશે." એક ગરીબ બાનુ આ લુચ્ચાને શો જવાબ આપે? તે ચુપજ રહી, અને તે જે કાંઇ બબડતો તે શાંતપણે નીચી નજરોએ સાંભળી રહી. એટલામાં બાસીસલી બારાયતુસ નામનો ગ્રીક જુવાન પાસેની દુકાનમાંથી આવ્યો અને યોરગાને દારૂના પ્યાલાની ઓફર કરી. યોરગો દારૂથી ભરેલો પ્યાલો ગટગટાવી ગયો અને થોડીજ વારમાં નીશાથી ચકચુર બન્યો. વગર દારૂએ પ્રથમથીજ તેને નીશો ચઢેલો હતો પણ હવે દારૂ મળવાથી તે વધુ બેભાન બન્યો અને આગળ વધી પેલી તુર્કી બાનુનો હાથ પકડી લીધો. તુર્કી બાનુએ પ્રથમ તો તેના હાથને તરછોડી દીધો પણ એક શરાબી પુરૂષ આગળ નાજુક રમણીનું શું ચાલે? યોરગાએ પેલી બાનુને ઉઠાવી લીધી અને બાસીસલીની દુકાનમાં લઈ ગયો. તુર્કી બાનુમાં જેટલી તાકત હતી તેટલી બધી તાકાતથી તેણે બુમો પાડી અને આ જંગલી બદમાશના હાથમાંથી છુટવા માટે તરફડીયાં મારયાં, પણ તેનો છુટકારો ન થયો તેના બુમરાણથી એક માણસ પણ તેની વ્હારે ન ચડયો કેમકે તે બજારમાં બધી દુકાનો ગ્રીકોનીજ હતી. એક તુર્કી બાનુની લાજ લુટવાને તે બધા પીશાચો મોટામાં મોટું પુન્ય સમજતા હતા.



સલામલીકની ક્રીયા

નામદાર સુલતાન જુમાની નમાઝ માટે જાય છે.

થોડીજ વારમાં ત્રણ હીંદી સીપાહીઓ ઉપલી દુકાન આગળથી પસાર થઈ રહ્યા હતા તેમને પેલી અનાથ તુર્કી અબળાએ વ્હારે ધાવાની વીનંતી કરી એટલે તેઓ ત્રણે સીંહની પેઠે દોડયા અને અનાથ અબળાને બદમાશોના પંજામાંથી છોડવી. તે ત્રણે હથીયારબંદ હોવાથી ચેરગા બાસીસલી અને તેમના ગોઠીયાઓને તેજ વખતે પેલે ધામ પહોંચાડી દીધા. ત્રણે સીપાહી આ કામ બજાવી ચાલતા થયા અને પેલી કમનસીબ અબળા પોતાના શીયળના વીયોગનું રૂદન કરતી પોતાને ઘેર ગઇ.

જુમ્માનો દીવસ છે. લોકોના ટોળે ટોળાં જામએ સુલતાન એહમદની તરફ જઇ રહ્યા છે. મીત્ર રાજ્યો અને હીંદનું લશકર સડકની બંને બાજુએ નામદાર સુલતાનને સલામી આપવા સફ સમારી ઉભું છે. થોડી વારમાં નામદાર સુલતાનની સવારી નજરે પડી, નામદાર સુલતાનની પાછળ પ્રધાનો અને બીજા રાજયના આગેવાનોની ગાડીઓ હતી. હીંદી લશકરે નામદાર સુલતાનની સવારીને જોતાંજ પોતાની ગરદનો ઝુકાવી દીધી અને બુલંદ સાદે પોકાર કર્યો 'અસ્સલામો અલયકુમ યા અમીરૂલ મોમેનીન"

અત્યારે નામદાર ખલીફતુલ મુસલેમીનનું જાહોજલાલ જોવા લાયક હતું જોનારની ગરદન પોતાની મેળે ઝુકી જતી હતી નામદાર સુલતાનની સવારીની પાછળની ગાડીઓમાંથી એકમાં મુસ્તફા સગીર પણ નજરે પડયો, જેની ડાબી બાજુએ દુરરે મહાર અને જમણી બાજુએ "એસેરી" પત્રનો એડીટર ફરીદ જાવેદ બેઠેલો હતો. જે કોઇ મુસ્તફા સગીરને જુએ છે તે માનની સાથે સલામ કરે છે કેમકે તેની કોમી અને મઝહબી સેવાઓની ઉમદા છાપ બધા ઉપર બેસેલી હતી.

સહુથી પહેલાં નામદાર સુલતાન અને તેમના પ્રધાનો મસજીદમાં દાખલ થયા અને તેમની પાછળ મુસ્તુફા સગીર હતો. આખી મસજીદ

નમાઝીઓથી ખીચોખીચ ભરેલી હતી. મુસ્તુફા સગીર પણ સુલતાનની સવારી સાથેજ હતો એટલે આગળની સફોમાંજ બેઠો. એટલામાં તેની નજર નામદાર ઇઝઝત પાશા ઉપર પડતાં તે પોતાની જગ્યાએથી ઉઠીને તેમની પાસે ગયો અને તેમના કાનમાં કહ્યું:—

"કાલે ઇનશાઅલ્લાહ અંગોરા જઇશ."

"શું તમે જશોજ? શા માટે?' ઇઝઝત પાશાએ પુછ્યું જેના જવાબમાં સગીર બોલ્યો.

'ત્યાં પહોંચીને કોમ તથા મઝહબના સેવા કરવાનો મેં દૃઢ નીશ્ચય કરી લીધો છે."

"ખુદા મુબારક કરે પણ કયારે જશો?'

"ઇનશાઅલ્લાહ કાલે સાંજે."

"ખુદા તમને સલામત રાખે અને તમે તમારા હેતુમાં સફળતા મેળવો" ઇઝઝત પાશા આ શબ્દો બોલી તો ગયા પણ તેમનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઇ રહયો હતો છતાં તેઓ મુસ્તુફા આગળ બનાવટી હસ્તુ મુખ રાખીને વાત કરતા હતા. જો મુસ્તુફાને નામદાર ઇઝઝત પાશાના અંતરની બાતમી મળી જાત તો તે કદાચ અંગોરા જવાની હીમ્મત ન કરત.

નમાઝ ખતમ થઇ સુલતાનુલ મોઅઝઝમની સવારી અમીર ઉમરાવોની સાથે લશકરની સલામી લેતાં શાહી મહેલ તરફ રવાના થઈ ગઇ. નામદાર સુલતાનની પાછળજ ઇઝઝત પાશા પણ શાહી મહેલની તરફ ગયા અને ત્યાં પહોંચીને મુસ્તુફા સગીરની બધી શંકા ભરી હીલચાલનો એક કાગળ અંગોરા લખી કાઢયો અને પોતાના એક વિશ્વાસુ માણસ રફીક શઉકત બેને આપી ભલામણ કરી કે 'તમે

આજે રાતનાજ અંગોરા ઉપડી જાવ અને આ કાગળ હાથોહાથ આપી આવો."

નમાઝથી પરવારીને સગીર પોતાના સાથી દુરરે મહારની સાથે અંગોરાની મુસાફરીની તઇયારીમાં પડયો. જીનાને પણ પોતાની કાકીને રાજી કરી પોતાના નાના ભાઇબેનોને સોંપી અંગોરાની તઇયારી કરી લીધી અને સાંજ થતાંજ બીસ્મીલ્લાહ બોલી હયદર પાશા સ્ટેશન ઉપર પહોંચી. જયાંથી ત્રેન અસ્કી શહેર જતી હતી. અનાતોલીયા જનારા મુસાફરોની ભારે ભીડ હતી અને બધી ત્રેન ખીચોખીચ ભરેલી હતી તેથી જીનાનને જગ્યા મેળવવા માટે ભારે મુશ્કેલી વેઠવી પડી પણ ફરી એક લશકરી યુવાને તેને બાઈ માણુસ સમજી જગ્યા કરી આપી.

જે લશકરી યુવાને જીનાનને બેસવાની જગ્યા કરી આપી તે ઇઝઝત પાશાનો સંદેશો લઇ જનાર રફીક શવકત બે હતો. જીનાન અને રફીક બંને એક સરખો સંદેશો લઇને જતાં હતા પરંતુ એકને બીજાની ખબર નહોતી. ત્રેન ઉપડવાનો ટાઇમ થઇ ગયો. નવ વાગી ચુકયા છે પણ ત્રેન ઉપડતી નથી, કેમકે આં ત્રેનમાં એક મહાન પુરૂપ અંગોરા જવાનો હતો અને તેના માટે સ્પેશીયલ કમ્પાર્ટમેન્ટ લગાવવામાં આવતો હતો. આ મહાન પુરૂષ બીજો કોઇજ નહીં પણ મુસ્તુફા સગીર હતો જે આ ત્રેન મારફતેજ ખાસ સેવાઓ અર્થે અંગોરા જઇ રહયો છે.

થોડી વારમાં સંગીર સ્ટેશન ઉપર આવ્યો અને પોતાના કમ્પાર્ટમેન્ટમાં બેસી ગયો. શહેરના આગેવાનો અને સરકારી અમલદારો તેને વળાવા અર્થે સ્ટેશન ઉપર આવ્યા હતા. જીનાને બારીમાંથી ડોકીયું કાઢીને જોયું અને સમજી ગઈ કે આ બદમાશ પોતાના હેતુ આ પાર પાડવા અંગોરા જઈ રહયો છે પણ હરકત નહી હું પણ

સાથેજ છું અને સાબેતીઓ મારા ખીસામાં છે. તેણીએ તરતજ બારી વાસી દીધી અને રખે મુસ્તુફા સગીર તેને જોઈ ન લે તેટલા માટે ફરીથી ઉઘાડીજ નહી.

એન્જીને સીટી મારી અને ફનાર બોલી, ડિઝલ તુપરાક, ડોઝની તીયા વીગેરે મુકામોના મનહરણ દેખાવો પસાર કરતી રવાના થઇ ગઇ.

# પ્રકરણ ૫ મું.

## ફાંસી.

અરધી રાત પસાર થવા પછી ટ્રેન એંગોરા સ્ટેશને પહોંચી, જીનાન રફીક શવકત, મુસ્તુફા સગીર અને દુરરે મહાર બધા એક સાથેજ ગાડીમાંથી ઉતર્યાં અને પોતપોતાના ઉતારાની સગવડ કરવા જુદા જુદા રસ્તે વીદાય થઇ ગયા.

સવારમાં એંગોરાની નેશનલ એસેમ્બલીને મુસ્તુફા સગીરના પનોતા પગલાં એંગોરામાં થવાની ખબર મળી એટલે આગેવાનોએ આવકાર આપવાની તૈયારીઓ કરવા માંડી. સવારના વર્તમાનપત્રોએ મુસ્તુફા સગીરની સેવાઓ ઉપર ખાસ લીડરો લખ્યા. ગાઝી મુસ્તુફા કમાલ-પાશા આ ઇસ્લામી વીરને આવકાર આપવાની તઈયારીમાં પડયા જીનાન સવાર થતાંજ નેશનલ એસેમ્બલીના મકાન આગળ ગઇ. પહેર-ગીરોએ તેને અંદર જતાં અટકાવી પણ તેણે ભારે આજીજીથી તેમને તેમના વડા કને લઈ જવાની માંગણી કરી તે તેઓએ મંજુર ન રાખી પણ તેને ત્યાં થોડીકવાર થોભવાની રજા આપી. એટલામાં એક લશ્કરી પોશાકમાં સજ થએલો તુર્કી યુવાન ત્યાં આવ્યો. જીનાને તરતજ તેણે ઓળખી લીધો. કેમકે તે તેની સાથે મુસાફરી કરનાર રફીક શવકત બે હતો જેને ઇઝઝત પાશાએ કામગીરી ઉપર અંગોરા મોકલ્યો હતો. રફીક શવકતે જીનાનને ત્યાં ઉભેલી જોઇને પુછ્યું.

"બાનુ ! તમે અહીં શા માટે આવ્યા ?"

"હું નામદાર ગાઝી મુસ્તુફા કમાલ પાશાની મુલાકાત માટે આવી છું, પણ કદાચ તેમની મુલાકાત તરતમાંજ ન થઇ શકતી હોય તો તેમના કોઈ જનરલથી મારી મુલાકાત કરાવી આપો."

"શું કાંઇ અગત્યના કામસર મળવા ચાહો છો ?"

"હા જી, બહુજ જરૂરી કામ છે. મહેરબાની કરીને આ પહેરેગીરોના પંજામાંથી છોડાવી મુલાકાત કરાવી આપો તો આપની બહુ મોટી મહેરબાની થશે."

રફીક શવકત બેની મદદથી જીનાન નેશનલ એસેમ્બલીની કચેરીમાં દાખલ થવા પામી ત્યાં પહોંચીને તેણે નામદાર મુસ્તુફા કમાલપાશાની મુલાકાત લેવાની દરખાસ્ત આપી. ખુદાના હુકમથી તરતજ રજા મળી ગઇ અને તેને ગાઝી મુસ્તુફા કમાલપાશા આગળ લઇ જવામાં આવી, જ્યારે જીનાને પોતાને નામદાર ગાઝી કમાલ-પાશાની સેવામાં જોઈ ત્યારે તેણીએ મોટેથી પોકારીને કહ્યું.

"મારા આકા ! આપ અહી આવેલા પેલા પાપી જાસુસથી સાવચેત રહેજો જેનું નામ મુસ્તુફા સગીર છે." આટલું બોલી જીનાને નામદાર ગાઝીની સેવામાં સગીરના ખીસામાંથી કાઢેલા પાકીટમાંથી નીકળેલા કાગળોનું બંડલ રજુ કરી દીધું. નામદાર ગાઝીએ બધા કાગળો ઉપર એક નજર નાંખી એટલે તેમને મુસ્તુફા સગીરની બેઇમાની જણાઇ આવી. કેટલાક કાગળો બીલકુલ કોરા હતા તે કોઈ રસાયણીક શાહીથી લખેલા જણાયા તેથી તેને બાજુએ મુકયા એટલામાં ઈઝઝત પાશાનો બેપીઓ રફીક શવકત આવી પહોંચ્યો, તેણે નામદાર ગાઝીની સેવામાં ઇઝઝત પાશાનો કાગળ રજુ કર્યો. આ કાગળ વાંચીને મુસ્તફા સગીર એક બદમાશ જાસુસ હોવાની ખાત્રી થઈ ગઇ.

થોડીજ વારમાં સગીર તેના મીત્ર ફરીદ જાવેદની સાથે પકડી લેવામાં આવ્યો. અને તેને જાસુસીના આરોપસર અંગોરાની અદાલતમાં

ઉભો કરવામાં આવ્યો કેટલાક દીવસ સુધી કેસ ચાલ્યા બાદ આરોપીએ જાસુસ હોવાનું સ્વીકારી પોતા માટે ફાંસીની સજા કરવા જણાવ્યું. એટલે અંગોરાની અદાલતના હુકમથી અંગોરાના ખુલ્લા ચોકમાં મુસ્તુફા સગીર અને દુરેરે મહારને ફાંસીના લાકડે લટકાવી દેવામાં આવ્યા.

બીજા દીવસે અંગોરાથી પ્રગટ થતા "હાકમીયા મિલ્લત" નામના પત્રમાં નીચલું લખાણ પ્રગટ થયું:-

'મુસ્તુફા સગીર ઉર્ફે ઝકરીયા બાબા પેશાવરના રહીશ ઉમર વરસ ૩૪ના બ્રીટીશ પ્રજાના સંબંધમાં જણાયું છે કે તે બ્રીટનની સુચના અનુસાર અંગોરાના ભેદ લેવાને આવ્યો હતો. કોન્સ્ટેન્ટીનોપલના બ્રીટીશ છુપી પોલીસ ખાતાના વડા મી૦ નેલસનની મદદ અર્થે આ માણસને ઇંગલંડથી મોકલવામાં આવ્યો હતો ઇસ્તમબોલમાં તેણે ખિલાફતનું હીંદ સાથે જોડાણ કરનારી એક કમીટી સ્થાપી અને તેનો પ્રતીનીધી બની અંગોરા આવ્યો "એન્નેરી" વર્તમાન પત્રનો અધીપતી ફરીદ જાવેદ મી૦ નેલસન અને મુસ્તુફા સગીરની વચ્ચે પત્ર વ્યવહાર કરાવતો હતો અને બીજો કોઈ વાંચી ન શકે એટલા સારૂ બધા કાગળો રસાયણીક શાહીથી લખવામાં આવતા હતા. મુસ્તુફા સગીર અનાતોલીઆની બધી બાતમીઓ બ્રીટનને પહોંચાડતો હોવાની સાબીતી થઈ જવાથી તેને ફાંસીની સજા કરવામાં આવી અને તેના સાથી ફરીદ જાવેદને જીંદગી સુધી દેશનીકાલ તથા બગદાદવાળા ઇજ્જતને જીંદગી સુધીની કેદની સજાનો હુકમ સંભળાવવામાં આવ્યો."

મુસ્તુફા સગીરનું કાસળ દુર કર્યા પછી નામદાર મુસ્તુફા કમાલ પાશાએ દેશ અને ધર્મની સેવીકા જીનાનના માનમાં પોતાના બધા જનરલો અને આગેવાન અમલદારો તથા શહેરીઓનો એક

મેળાવડો કર્યો જ્યાં તેની અનમોલ સેવાઓનું વર્ણન કરી આભાર માનવામાં આવ્યો.

જ્યારે જીનાને પોતાની આંખોએ દેશ અને ધરમના વીરોધીઓનો નાશ થયેલો જોયો ત્યારે રફીક શવકતની સાથે ઇસ્તમબુલ રવાના થઇ ગઇ. રસ્તામાં અંગોરા રાજ્ય વીષેજ વાતચીત થતી રહી.

પ્રેમના અંકુરો જન્મતાં કાંઇ વાર લાગતી નથી. ઘણાં દીવસથી એકમેકના સહવાસના સબબે જીનાન અને રફીક શવકતના જીગર પ્રેમ બાણથી વીંધાયા હતા. છેવટે હયદરપાશાથી હોડી મારફતે ઇસ્તિમબુલ આવતા રફીક શવકતે જીનાનનો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું.

"શું તમે મારી સાથે લગ્ન કરી શકો છો?"

"મારા અહોભાગ્ય!" જીનાને શરમથી ગરદન ઝુકાવી કપાળ ઉપરનો પરસેવો લુંછતાં જવાબ આપ્યો:-

કેટલાક અઠવાડીયા વીતી ચુકયા. પાછલા બનાવો વીસરાવા લાગ્યા. બોસફોરસ પોતાની સુંદરતા વડે સ્વર્ગ સમાન બની રહ્યું છે. સવારની ઠંડી પવનની લેહકીઓ ઇસ્તમબોલ જેવા સુંદર શહેરને મીઠી ઉંઘમાંથી બેદાર કરી રહી છે. પણ સઉથી વધુ સુંદર અને મોહક દેખાવ જીનાનની વાડીમાં નજરે પડે છે. સવારની નમાઝથી પરવારી રફીક શવકત જીનાનની સાથે વાડીના ફુલોની સુગંધી સાથે જીનાનના યઉવન બગીચાની બહાર લુંટી રહ્યો છે. બંનેનું પ્રેમી જોડું કયારનુંએ નીકાહની પવીત્ર ગાંઠથી જોડાઇ ચુકયું છે. અલ્લાહ મુબારક કરે અને લાંબું આયુષ્ય આપે.

# પ્રકરણ ૬ ઠું.

## મુસ્તુફા કોણ?

કમાલના દુશ્મન મુસ્તુફા સગીરનું ઉપલું વર્ણન દમીશકના એક લેખકે વાર્તાના રૂપમાં રજુ કર્યું, જે અમે ગુજરાતીમાં વાંચકો સનમુખ કાંઇ પણ ફેરફાર કે સુધારા વધારા વગર રજુ કરી દીધું. એક હીંદીના માટે દમીશકવાળો વધુ શું લખે? આ સ્થળે અમે મુસ્તુફા સગીરના જીવન ઉપર કાંઇક પ્રકાશ પાડવાનું યોગ્ય ધારીએ છીએ.

**ઓળખાણ.**

સગીર અસલમાં મુરાદાબાદનો રહીશ હતો. નહાનપણથીજ તે ભારે ચાલાક, ચપળ અને હુશીયાર હોવાથી તેના પીતા મીરઝા સગીર બેગ જેઓ મુરાદાબાદના રહેવાશી અને પોલીસ ઇન્સ્પેકટર હતા તેને સરકારી ઇંગ્રેજી સ્કુલમાં બેસાડયો. સગીરે પોતાની બાહોશીના લીધે ટુંક મુદતમાંજ ઇન્ટરન્સની પરીક્ષા પસાર કરી લીધી અને તે પછી અલીગઢ કોલેજમાં દાખલ થઈ ગયો. અલીગઢ આવવાને પુરા બે વરસ પણ થયા નહોતા કે કુદરતે તેના પીતાને દુનીયાથી ઉઠાવી લીધા, જેથી વૃદ્ધ માતા, બે ભાઇ અને એક બ્હેનના ગુજરાનનો બધો ભાર સગીરના માથે આવી પડયો. એટલે તેના માટે કોલેજ મુકીને ગુજરાનનું સાધન શોધ્યા વગર બીજો કાંઇ ઇલાજ નહોતો. લાચારીએ પોતાના જીલ્લામાંજ તેણે એક સરકારી નોકરી કરી લીધી પણ સગીર વીશાળ દ્રષ્ટી અને ઉંચી ભાવનાઓવાળો હોવાથી દર વખતે ઉન્નતીના આકાશ ઉપર ઉડવાની પેરવીમાં રહેતો હતો. તેથી થોડાજ દીવસોમાં

તે અલાહબાદ અને કાનપુરની વડી પોસ્ટ ઓફીસોમાં નોકરી કરતો જોવામાં આવ્યો.

જો કે સગીરે કોઇ પણ કોલેજમાંથી ગ્રેજયુએટની ડીગ્રી પ્રાપ્ત કરી નહોતી છતાં કુદરતની યુનીવરસીટીમાંથી તેણે અવશ્ય ડીગ્રી મેળવેલી હતી. તેને અંગ્રેજીનું ઉચું જ્ઞાન પ્રાપ્ત કરવાની તક મળી નહોતી છતાં તે અંગ્રેજી ભાષા ઉપર પુરેપુરો કાબુ ધરાવતો હતો. ફારસી ભણ્યો નહોતો છતાં ઇરાનીઓની પેઠે વાતચીત કરી શકતો હતો. હીંદી કોઇ પંડીત પાસે શીખ્યો નહોતો છતાં હીંદી ભાષામાં પુરેપુરો પ્રવીણ હતો. વળી દરેક ભાષા એવી છટાથી બોલતો હતો કે જાણે સગીરની માતૃ ભાષા તેજ છે. તેણે સને ૧૯૦૭ માં પોતાની મેળે ફ્રેંચ ભાષાનો અભ્યાસ શરૂ કર્યો.

અફઘાનીસ્તાનના મરહુમ અમીર હબીબુલ્લાખાન જે સમયે મુસાફરીએ આવ્યા હતા તે સમયે ખુરજાના સ્ટેશન ઉપર અફઘાન પરોણાઓની પરોણાગતમાં સગીર પણ દેખાયો હતો. તે સુંદર તકનો લાભ લઈ સગીરે કેટલાક અફઘાન સરદારોની સાથે વાતચીત કરી હતી જેમાં તેણે વીચારોની આપલે પણ કરી હશે.

સને ૧૯૦૭ ની સાલમાં સગીર અલાહબાદની પોસ્ટ ઓફીસમાં પોતાની સેવાઓ બજાવી રહયો હતો, તે સમયે હીંદની પોસ્ટ ઓફીસોનો ઇન્સપેકટર જનરલ અલાહબાદમાં આવ્યો અને સગીરના સદભાગ્યે તેનો સેક્રેટરી માંદો પડી જવાથી સાથે આવેલો નહોતો, જેથી તેમને એક બીજા માણસની જરૂર જણાઇ. જે માણસની નીમણુંક કરવામાં આવી તેણે કેટલાક કારણસર તે જગ્યા લેવાને ના પાડી એટલે છેવટે સગીરને કામચલાઉ નીમવામાં આવ્યો. સગીરની ચડતી દશાનો આ દીબાચો હતો. પરીણામમાં થોડાજ સમય પછી તે બંગાળાના કોઈ ડીવીઝનની પોસ્ટ

ઓફીસોનો ઇન્સ્પેકટર નીમાયો. બંગાળામાં તે સમયે રાજદ્રોહનો પવન ફુંકાતો હતો અને આખા દેશમાં આ પવન ફેલાશે એવી બીક સતાવાળાઓને લાગેલી હતી તેથી આગેવાનોને દબાવી દેવાના કામમાં સગીરે સરકારને કાંઇ મદદ કરી હોય તો તેમાં કંઈ અજબ થવા જેવું નથી. અમારી ધારણા પ્રમાણે તો સગીરે અહીંજ પોતાની બાહોશીની ઓળખાણ આપેલી હોવી જોઇએ,

ભેદી સગીરનું કોઈપણ કામ ભેદ વગર નહોતું. તેની જીંદગીજ

**જાવાની મુસાફરી.** એક ભેદી હતી જેમાંથી રજ જેટલી વાત પણ બહાર આવી શકતી નહોતી. એટલે સુધી કે તે પોતાના વીચારો પોતાની દીલસોઝ માતાથી પણ છુપાવતો હતો. સને ૧૯૦૮ માં જયારે તે પોતાને ઘેર હતો ત્યારે તેની ભલી માએ ભારે મમતાથી સગીરને કહયું હતું કેઃ–

" હું મહીનાઓ સુધી તારો ચહેરો જોવાને તલપું છું માટે હવે તારે બીજે કયાંએ નોકરીએ ન જવું." આ મમતા ભર્યાં શબ્દો પણ સગીરના પત્થરસમ જીગર ઉપર અસરકારક નીવડયા નહીં. જો કે તેણે માની આગળ બહાર નોકરી નહી કરવાનો એકરાર કરી લીધો. પણ થોડાજ દીવસ નહીં વીત્યા હોય ત્યાં તો તે પોતાના સગાંઓને મળવા અર્થે ખુરજા ગયો. ખુરજાથી ઘેર પાછો ફરવાના બદલામાં તેનો એક કાગળ અલીગઢથી મળયો જેમાં લખ્યું હતું કે "હું અહીં છું." માત્ર અલીગઢજ રહયો હોત તોએ કાંઇ નહીં, પણ તેનો બીજો કાગળ કલકત્તાથી અને ત્રીજો સીંગાપુરથી આવ્યો. સીંગાપુરમાં તે થોડા દીવસ રહયો અને તે પછી જાવાના મુખ્ય શહેર બટેવીયા પહોંચ્યો. સગીરમાં ખાસ વાત એ હતી કોઇ પણ મોટામાં મોટા માણસને પોતાની વાકય ચાતુરીથી રીઝાવી લઇ પોતાનો બનાવી લેતો હતો. જાવા પહોચીને તેણે તુર્કી સરકારના જાવા

ખાતેના એલચી હીઝ એકસેલન્સી ખલીલ ખાલીદ બેથી ઓળખાણ પેદા કરી લીધી. તે થોડા દીવસ બટેવીયામાં ગાળી આસપાસના ટાપુઓમાં ફરવા નીકળ્યો. મજકુર ટાપુઓના રહીશોનો મોટો ભાગ પુરાતન કાળથી અરબોનો હોવાથી ત્યાંના આચાર વિચાર અને ભાષા વીગેરેમાં અરબસ્તાનની અસર વધુ છે જેથી સગીરને ભવીષ્યના માટે આ મુસાફરી ઘણીજ લાભદાઇ નીવડી. અચાડ (સ્ટ્રેટ સેટલમેંટ) નામના ટાપુના હાકેમને ત્યાં કેટલાક મહીના સુધી એક માનવંતા હોદ્દા ઉપર પણ સગીર નીમાયો હતો. સને ૧૯૦૯ નો લગભગ અર્ધો ભાગ તેણે આ ટાપુઓમાંજ ગાળ્યો એટલામાં તુર્કી એલચી ખલીલ ખાલીદ બેને લંડન જવાની ભલામણ થઈ. સગીર આ સમાચારથી ભારે ખુશી થયો પણ એલચી સાહેબની સાથે લંડન જવાનું તેના ભાગ્યમાં નહોતું એટલે જઇ ન શકયો. કેમકે સુલતાન અબદુલ હમીદ ખાનના પદભ્રષ્ટ થવાના કારણે એલચી સાહેબની લંડનની રવાનગી મુલતવી રાખવામાં આવી અને તેઓ લંડન જવાને બદલે કોન્સ્ટેન્ટીનોપલ વીદાય થઇ ગયા. સગીર થોડા દીવસ પછી કલકતાના માર્ગે પોતાને ઘેર આવ્યો.

**મીસરની મુસાફરી.**

ઘેર આવ્યા પછી સગીરે એક માસ સુધી રહેવાનું જાહેર કર્યું હતું. પણ સગીરના ભેદી અને વીચીત્ર સ્વભાવને અનુકુળ પડે એવું કાંઇએ મુરાદાબાદમાં નહોતું તેથી તે દુનીયાના જુદા જુદા ભાગો ખાતે ઉતરી પડી જુદી જુદી ભાષાઓનું જ્ઞાન મેળવવા બેચેન હતો. જુદી જુદી ભાષાઓના જ્ઞાનની પહેલ તેણે શરૂ કરી દીધી હતી અને ફ્રેંચ ભાષા ઉપર પુરતો કાબુ મેળવી લીધો હતો. અરબીનું થોડું ઘણું જ્ઞાન તો મેળવી ચુકયોજ હતો અને વધુ મેળવવાની પેરવીમાં હતો. મુરાદાબાદમાં એક માસ રહેવાનું તેણે જાહેર કર્યું હતું

પણ પંદરેક દીવસ ચુપચાંપ મુરાદાબાદથી મુંબઇ ઉપડી ગયો અને થોડા દીવસમાં મીસરની રળીયામણી ભુમીની સ્હેલ કરવા મીસર પહોંચ્યાના સમાચાર ફરી વળ્યા.

કેરો પહોંચીને મીસરના મહાન દેશભક્ત મરહુમ મુસ્તુફા કામીલના ભાઈ તે "અલ-લીવા" પત્રના માલીક અલી ફેહમી કામીલને. ઘેર તેણે મુકામ રાખ્યો અને થોડા દીવસ પછી કેરોના "મદરેસતુલ કાહેરા"માં નોકરીએ રહી ગયો. મીસરના રહેઠાણ દરમીયાન તેણે અરબી ભાષાનું શીક્ષણ લીધું અને ત્યાંના નેતાઓ સાથે સારી ઓળખાણ પેદા કરી લીધી. અસકન્દરીયાના યુસુફ પાશા પણ તેના ખાસ ઓળખીતા હતા.

**લંડનની મુસાફરી.**

સને ૧૯૧૦ ના એપ્રીલ માસમાં મીસરના મુસાફર સગીરનું મન યુરોપની મનહરણ મુસાફરી માટે લલચાયું. મીસરમાંથી જે વસ્તુ ગ્રહણ કરવાની હતી તે તેણે કરી લીધેલી હોવાથી હવે તેને મીસરમાં ગોઠાયું નહી અને તે તાબડતોબ લન્ડન ઉપડી ગયો અને ત્યાં પહોચીને અંગ્રેજી શીક્ષણ પુરૂં કરવા અરથે લંડન યુનીવરસીટીમાં દાખલ થઈ ગયો.

સગીરની જેટલી જીંદગી થઇ હોય તે બધી અજાયબીથી ભરપુર હતી. પણ વધુ અજાયબી આ વાત ઉપરથી ઉપજે છે કે મીસર અને લન્ડનના રહેઠાણ દરમીયાન તે પોતાને ઘેર બરાબર દર મહીને ખરચ મોકલતો હતો અને પોતાનું ખરચ પણ ચલાવતો હતો. આવકનું જાહેર સાધન કાંઇ નહોતું તેમ આજ સુધી કોઇની પાસે હાથ ધરતાં કોઇ એ તેને જોયો નહોતો છતાં ખરચની બાબદમાં તેનો હાથ છુટો હતો કહેવાય છે કે મીસરની સરકાર તેના શીક્ષણ માટે દશ પાઉંડની માસિક સ્કોલરશીપ આપતી હતી છતાં તેના આવકના સાધનો કેવા

હોવા ભેઇએ તે વાંચકો સમજી ગયા હશે તેથી ખુલાસો કરવાની જરૂર રહેતી નથી.

**સ્કોટલેન્ડની સફર.**

સને ૧૯૧૦ ની આખેરીએ તે લંડનથી મીસર આવ્યો અને કેટલાક મહીના મીસરમાં ગાળ્યા પછી લંડન જવાના બદલે સ્કોટલેન્ડ કેમ ગયો તેનું ખરૂં કારણ તો વાંચકો જાણે છે પણ અમે માત્ર એટલુંજ જાણીએ છીએ કે સ્કોટલેન્ડ સસ્તું હોવાથી તેણે લંડન કરતાં સ્કોટલેન્ડને વધુ પસંદ કર્યું હશે. સ્કોટલેન્ડ પહોંચીને તેણે સેન્ટ એન્ડરૂઝ કોલેજમાં દાખલ થવાની તજવીજ કરી કેમકે તે એવા વીચાર ધરાવતો હતો કેઃ—

"ઓકસફર્ડ અને કેમ્બ્રીજમાં માત્ર રાજ કુટુંબના નબીરાઓ અને દોલતમંદોના દીકરાઓથી ઓળખાણ થાય એ સીવાય બીજું કાંઇ નથી પણ સેન્ટ એન્ડરૂઝ કોલેજમાં ગરીબ અને અમીરમાં કાંઈ ભેદભાવ નથી અને અમીર તથા ગરીબ વીદ્યારૂપી અમૃતથી એકસરખી રીતે લાભ મેળવે છે."

એડીનબરો યુનીવરસીટીમાં સેન્ટ એન્ડરૂઝ કોલેજમાંજ દાખલ થવાનો સગીર વિચાર ધરાવતો હતો પણ પાછળથી તેણે પોતાનો વિચાર ફેરવી નાંખ્યો અને એડીનબરો યુનીવરસીટીમાં દાખલ થઇ ગયો, અહીં તે કેળવણી લેવા પાછળ કેટલો લીન રહેતો હતો તેનું તોલ તેના નીચલા પત્રોના ટાંચણ ઉપરથી થઈ શકશે.

"હું આજકાલ ભારે મહેનત કરી રહ્યો છું. ત્રણે બાબતો એક સાથે પ્રાપ્ત કરવાની કોશીશમાં છું. ખુદા મદદ કરે. દર બીજે મહીને કાયદાની કોલેજમાં ડીનર ખાવા માટે લંડન જવું પડે છે અહીં સવારે નવ વાગે યુનીવર્સીટીમાં ભાષણ સાંભળવા જાઉં છું. બપોરે

ડોકટરીના ભાષણમાં ભાગ લઉં છું ત્રીજા પહોરે ચાર વાગ્યા સુધી એમાંજ મચ્યો રહું છું. તે પછી સાંજરે યુનીવર્સીટીના ખાણાના હોલમાં હાજરી આપવી પડે છે અને ત્યાંજ ખાઉં છું. જો ડીનરમાં ભાગ ન લેવામાં આવે તો આખા દીવસની ગેરહાજરી પુરવામાં આવે છે રાતે નવ વાગે ઘેર આવું છું અને એક અથવા બે વાગ્યા સુધી વાંચનમાં પસાર કરું છું.

(તા૦ ૧-૬-૧૧.)

"અહીં પરીક્ષામાં જેમની માતૃ ભાષા અંગ્રેજી છે એવા અંગ્રેજોથી મુકાબલો કરવો પડે છે અને તેથીજ અસાધારણ તૈયારીની આવશ્યકતા રહે છે. આવતા અકટોબરની અધવચે કોલેજનું શીક્ષણ પુરું થઈ જવાની ધારણા રહે છે. હું અંગ્રેજી ભાષામાં ઓનર્સની ડીગ્રી મેળવવા ચાહું છું જેના માટે વધારે ફી અને ભારે મહેનતની જરૂર છે. મારા જેવા ગરીબ માણસ માટે મોટી ફી ભારે બોજા સમાન છે પરંતુ ભવીષ્ય સારૂં દેખાય છે તેટલા માટે બધા સંકટો સહન કરૂં છું. અને તે એટલાજ માટે કે હીંદમાં આવીને નોકરીની મહેનત ઉઠાવવી ન પડે બેરીસ્ટરીનો કોરસ પણ પુરો કરવો જોઇએ અને રાતદીવસ તેનીજ ચીંતામાં ગાળું છું.

(તા૦ ૨૭-૬-૨૧.)

**એક અજબ બનાવ.**

સગીર પોતાની ખરી સ્થીતીનું કોઈને પણ ભાન થવા દેતો નહી, અને એના માટે એજ લાભકારી હતું. પોતાની સ્થીતી છુપાવવી મુશ્કેલ કામ છે. છતાં સગીર જેવા બાહોશ અને ચાલાક માણસ માટે બહુજ આસાન હતું ઘણા વરસોથી મુનશી અઝીઝ એહમદ લખનવી નામના એક ગ્રહસ્થ ગલાસગોમાં નીવાસ કરે છે. તેઓ એક જરૂરી કામ પ્રસંગે એડીન્બરો ગયા અને ત્યાં તેઓ સગીરને મળ્યા, જ્યારે

તેઓએ સગીરને તે કયાંનો રહીશ છે અને શું નામ છે એ પુછયું તો સગીરે પોતાને એક ઇરાની શાહાઝાદા તરીકે ઓળખાવ્યો અને મુનશી અઝીઝ એહમદની સાથે એવીરીતે ઇરાની ઢબથી વાતચીત કરી કે તેઓએ સગીરનું કહેવું ખરૂં માન્યું અને તેનાથી મળીને ઘણાંજ ખુશી થયા. મુનશી અઝીઝ એહમદ હીંદના કેટલાક ઉર્દુ પત્રોના ખબરપત્રી હોવાથી તેઓએ આ મુલાકાતનું વર્ણન મુરાદાબાદના એક ઉર્દુ પત્ર ઉપર લખી મોકલ્યું. મુરાદાબાદના મુળ વતની સગીરનું વૃત્તાંત મુરાદાબાદનાજ પેપરમાં ઇરાની શાહઝાદાના રૂપમાં પ્રગટ થાય એ એક અકસ્માતીક બનાવ હતો પણ સગીરના એક મીત્રે આ લેખ પ્રગટ થાય તે પહેલાં ઇરાની શાહઝાદાને ઓળખી કહાઢયો એટલે મજકુર લેખ પ્રગટ ન થયો. જયારે આ વાતની ખબર તેનાં એક મીત્રને થઇતો તેણે તે વીષે સગીરને પુછયું એટલે તેણે જવાબમાં લખ્યું કેઃ—

"તેઓ (અઝીઝ એહમદ) એક ભયંકર માણસ છે એટલે મારા વીષે તેમને કાંઇ પણ લખતા નહીં કેમકે "મન આનમ કે મ દાનમ" નો મઝમુન છે."

**બીસ્તરની બીજી મુસાફરી.**

સને ૧૯૧૪ માં એડીન્બરો યુનીવરસીટીમાંથી એમ. એ. ની ડીગ્રી લઈ સગીરે ઘેર પહોંચવાના સમાચાર લખ્યા અને અકટોબર સને ૧૯૧૪ માં તેણે પોતાના ભાઇને અમુક સ્ટીમરમાં મુંબઇ પહોંચવાનું પણ લખી દીધું. વીલાયતથી પંદર દીવસે માણસ મુંબઇ પહોંચી જાય છે અને તે પ્રમાણે સગીરને પહોંચવું જોઇતું હતું પણ વખત પસાર થઇ ગયો અને સગીર ન પહોંચ્યો. તે સમય મહાન લડાઇનો હતો અને સમુદ્રનો માર્ગ ટોરપેડો બોટોના લીધે સલામત નહોતો તેથી રખે કોઇ આફતમાં સગીર ફસાઇ પડયો હોય એવી ચીંતા

ફેરવામાં આવી પણ જયારે કુક કંપનીને મુંબઇ લખ્યું તો કંપની તરફથી જવાબ મળ્યો કે સ્ટીમર સહીસલામત મુંબઇમાં મુસાફરો ઉતારી આગળ જવા ઉપડી ગઇ છે. સગીરનાં સગાં સંબંધીઓએ આ સમય ભારે ચીંતામાં પસાર કર્યો પણ થોડાજ દીવસ પછી ભેદ ખુલ્યો કે સગીર મીસરમાં ઉતરી પડયો છે.

યુરોપમાં મહાન જંગની આગ સળગવાને થોડાક અઠવાડીયાં પસાર થયાં હતાં. મીસરમાં ભારે અશાંતી વ્યાપી રહી હતી અને એ અશાંતી રાજદ્રોહ તથા બળવાનું રૂપ લે એવી ચીંતા રાખવામાં આવતી હતી. બ્રીટીશ સરકાર આ આગ દાબી દેવાની ભારે કોશીષ કરી રહી હતી. એવા સમયે સગીર જેવો બાહોશ માણસ ઉપયોગી નીવડયા વગર રહે નહી. તેજ વખતે જણાયું કે સહુથી પહેલાં જાસુસીની શાળામાં સગીરે અહીંજ નામ લખાવ્યું:-

**કામગીરીનો નમુનો.**

તેજ સમયમાં કેટલાક હીંદી વીદયારથીઓ અરબીનું શીક્ષણ લેવા મીસર ગયા હતા અને કેરોમાં રહેતા હતા. તે વીદ્યાર્થીઓમાં "પયગામ"ના અધીપતી મોલવી અબદુલ રઝાક ખાન સાહેબ મલીહાબાદી પણ હતા. સગીર તેમના ઓરડાની બાજુના ઓરડામાં રહેવા લાગ્યો. મજકુર મોલવી સાહેબ એક વખતે કહેતા હતા કે, "કેટલાક છુપી પોલીસવાળાઓની સાથે સંબંધ ધરાવનાર માણસો સગીરની પાસે આવજાવ કરતા હોવાથી અમે સગીરને પણ એક ભયંકર માણસ લેખતા હતા લખનઉથી પ્રગટ થતા "સુબેહ ઉમ્મીદ" નામના ચોપાનીયાના સને ૧૯૨૦ ના અકટોબર માસના અંકમાં મજકુર મોલવી સાહેબનો નીચલો લેખ પ્રગટ થયો છે જેમાં તેઓ લખે છે કેઃ-

"મારી મુસીબતોનું તોલ એટલા ઉપરથી થઈ શકશે કે એડીનબરો યુનીવરસીટીનો એમ. એ. અને ચાલાક જાસુસ સગીર બેગ મારી

સાથે એકજ ઘરમાં રહેતો હતો અને હું તેની અસલ હકીકતથી તદન અજાણ હતો. તેના કામો એટલા ભયંકર હતા કે જો અલ્લાહ તઆલાની મારા ઉપર મહેરબાની ન હોત તો આજે હું જીવતો નહી પણ મરેલો હોત. ખાસ ઈદના મુબારક દીવસેજ લગભગ દોઢસો આબરૂદાર મીસરીઓને આ માણસે નજરબંદ કરાવ્યા હતા અને જેથી આખા કેરોમાં ભારે કોળાહળ મચી ગયો હતો."

**સ્વીટઝરલેન્ડની સફર.**

સને ૧૯૧૫ માં સગીરે કેરોની પાસે આવેલા જીલ્લામાં કેટલાક માસ નજરબંદ કેદીની અવસ્થામાં વીતાડયા. (સગીરની નજરબંદી પણ ભેદજ છે) નજરબંદીમાંથી છુટકારો પામ્યા બાદ તે ફ્રાંસને માર્ગે સ્વીઝરલેન્ડ ગયો અને ઝયુરીચ શહેરને પોતાનો મુકામ બનાવ્યો અને ત્યાંની યુનીવરસીટીમાંથી પી. એચ. ડી.ની ડીગ્રી લીધી. ઝયુરીચમાં રહયો તે દરમીયાન ઘણી વખત કામ પ્રસંગે જીનીવા, બરન, બરલીન અને લંડન પણ આવતો જતો હતો.

સગીર સ્વીટઝરલેન્ડ કેમ ગયો? જાણ્યામાં તેનું કારણ એ હોવું જોઇએ કે સ્વીઝરલેન્ડ તટસ્થ રાજયોમાંનુ એક હોવાના કારણે ઘણા ખરા તુર્કી અને મીસરી દેશભકતો ત્યાં શાંતીથી રહી શકતા હતા જેથી એ લોકોના વીચારો અને હીલચાલનાં સમાચાર મેળવવાના કામમાં સગીર જેવો માણસજ ઉપ્યોગી નીવડી શકતો હતો.

**કોન્સ્ટન્ટીનોપલ અને અંગોરા**

સને ૧૯૨૦ સુધી સગીરે સ્વીટઝરલેન્ડમાં પોતાની સેવાઓ બજાવી અને જયારે તે પોતાની સેવાઓ બજાવી ચુકયો ત્યારે ઇસ્લામી દારૂલ ખીલાફત તરફ પોતાની નજર ફેરવી અને પોતાના હેતુઓ પાર પાડવા માટે તેણે ઈમામુલ એહરાર મવલાના અબુલ કલામ આઝાદ અને સઇયદુલ એહરાર મવલાના મોહમ્મદ અલી સાહેબની

સેવામાં કાગળો મોકલી એવી ઇચ્છા જાહેર કરી કે મને હીંદુસ્તાનનો પ્રતીનીધી બનાવીને ઇસ્તમબોલ મોકલવામાં આવે, પણ તેની આશા ફળીભુત થઇ નહીં એટલે તે ઇટલીના પુર્વ કાંઠાના એક બંદરથી એપ્રીલ ૧૯૨૦ ની શરૂઆતમાં ઇસ્તમબોલ ઉપડી ગયો અને ત્યાં પહોંચીને સરકારની કેટલીક સેવાઓ બજાવી અને જયારે ત્યાંનું કામ પણ પુરૂં થઈ ચુકયું તો સગીર પોતાની તે સેવાઓ બજાવવા અરથે અંગોરા ઉપડી ગયો જેના માટે અત્યાર સુધી તેનું પોષણ કરવામાં આવ્યું હતું.

**પોકળ ઉઘડી ગયું.**

સગીર જયારે અંગોરા પહોંચ્યો ત્યારે તુરકોએ તેને ભારે આવકાર આપ્યો કેમકે અંગોરા વાસીઓની નજરમાં સગીર એક ખરો દેશભકત હીંદી હતો. પાછળથી ત્યાંની હકુમતને શંકા થઇ કે તે એક જાસુસ છે અને અમે તેને ઓળખવામાં ભુલ ખાધી છે અને જયારે તેઓએ તેના કાગળો પકડયા અને વાંચ્યા તો સગીરના જાસુસ હોવાની ખાત્રી થઇ ગઇ ત્યારે તેઓએ તેને માન સાથે ખુરસી ઉપર બેસાડવાના બદલામાં એક જાસુસ, એક ઢોંગી તરીકે અદાલતના પાંજરામાં ઉભો કર્યો.

**કેસની તફસીલ.**

સગીરને અંગોરાની અદાલતમાં ઉભો કરવામાં આવ્યો કેમકે તે બ્રીટીશનો એક જાસુસ અને પ્રદેશ ખાતાં તથા લશ્કરી જાસુસી ખાતાંની તરફથી અંગોરામાં અશાંતી અને બળવો જગાડી મુસ્તુફા કમાલની ચળવળને તોડી પાડવા માટે મોકલવામાં આવ્યો હતો.

ઇસ્લામી તવારીખનો આ બેનમુન આરોપી અદાલતના ઓરડામાં રજુ કરવામાં આવ્યો ત્યારે અદાલતનો ઓરડો તમાશબીનોથી ખીચોખીચ ભરેલો હતો. આરોપીએ પોતાની જુબાની તુરકી ભાષામાં આપી હતી. કેસને લગતો સરકારી રીપોર્ટ નીચે પ્રમાણે છે.

" આરોપીએ પોતાનું નામ મુસ્તુફા સગીર બતાવ્યું અને કહયું કે મારી વય ૩૩ વરસની છે મારા માતપીતા હીંદી છે. હું પહેલાં ઇરાનમાં બ્રીટીશ એલચી હતો. તેણે પોતાનો બચાવ કરતાં જણાવ્યું કે હું બ્રીટીશ ભલામણથી એટલા સારૂ અંગોરા આવ્યો હતો કે કમાલીસ્ટોને બ્રીટીશની તરફથી સુલેહ માટે તઈયાર કરૂં."

જ્યારે તેને સવાલ પુછવામાં આવ્યો કે " તમને લોર્ડ કરઝને ભલામણો કરી છે કે નહી " તો તેણે જણાવ્યું કેઃ " હા, થોડીક."

જે કાગળોના સંબંધમાં કહેવામાં આવે છે કે તે બ્રીટનના જાસુસી ખાતાએ આરોપીને આપ્યા હતા. તે અદાલતમાં રજુ કરવામાં આવ્યા તેમાં વીગતવાર જણાવેલું છે કે મુસ્તુફા કમાલ કોણ છે? કેવો છે, કયાં રહે છે અને તે એટલે સુધી કે તેની મોટરનું નંબર તથા મોટરની કેટલી ઝડપ છે તે પણ લખેલું છે. આરોપીના એક તુરક સાથીએ બીજી ભલામણોની વીગત જણાવી એટલે સગીરને આ કામ પણ સોંપવામાં આવ્યું હતું કે બોલશવીકો અને કમાલીસ્ટોના સંબંધમાં અંગોરા રાજયનો મતભેદ અને તેનાથી કેવીરીતે લાભ ઉઠાવવામાં આવે તેની તપાસ પણ કરવાનું હતું. વળી વસ્તીનો વધુ ભાગ સુલેહને ચાહે છે કે લડાઇ તરફ વળેલો છે તથા કમા-લીસ્ટોની વધુમતી કેટલે દરજજે બ્રીટનની વીરૂધ્ધ છે?

વડી અદાલતે આરોપીને પુછયું કે " તમે ખરેખરૂં કહો કે તમારી પાછળ કોણ છે?" આરોપીએ જવાબ આપ્યોઃ—

" અત્યારે લંડનમાં બે મત છે. એક પારટી તુરકી અને બ્રીટનની વચ્ચે વીરૂધ્ધતા ન વધે અને બનતી કોશીશે સમજુતી થઈ જાય એવું ઇચ્છે છે અને બીજી પારટી યુનાન ( ગ્રીક )ને મદદ કરી તુરકીને દુનીયાની સપાટી ઉપરથી નાબુદ કરી દેવા ચાહે છે. હું પહેલી

પારટી સાથે સંબંધ ધરાવું છું મારી પારટીની નેમ સુલેહના વીચારોની સાથે કમાલીસ્ટોની ચળવળને નાબુદ કરી દેવાની પણ છે.

એક તુરકી પત્રે લખ્યું હતું કેઃ—

**તુરકી પત્રોનું વીવેચન.**

" આરોપીની જુબાની ભરૂસાલાયક નથી છતાં એટલું સાબીત થાય છે કે તે ખરેખર બ્રીટનની તરફથી એક જાસુસ બનીને આવ્યો છે જેની મુખ્ય નેમ લડાઇ ટંટા, અશાંતી બળવા જગાડવાના કાવત્રાં રચીને કમાલી ચળવળનો નાશ કરવાની હતી."

'હાકમીયા મીલ્લત" નામના પત્રે લખ્યું હતું કેઃ–"મુસ્તુફા સગીર વલ્દે ઝકરીયા રહેવાસી પેશાવર (આ ખરૂં નથી. મીરઝા સગીર બેગ વલ્દે મીરઝા અસગર બેગ રહેવાસી મુરાદાબાદ) વય ૩૪ સાલ, બ્રીટીશ પ્રજાના સંબંધમાં જણાઈ આવ્યું કે અંગ્રેજોની :સમજુતી પ્રમાણે અંગોરાના ભેદ લેવા માટે આવ્યો હતો. આ માણસ ઇંગ્લાંડથી એટલા માટે મોકલવામાં આવ્યો હતો કે તે કોન્સ્ટેન્ટીનોપલ જઇને સી. આઇ. ડી. ખાતાના કમીશનર મી૰ નેલસનને મદદ કરે. ઇસ્તંબોલ પહોંચીને મજકુર માણસે "તહાલીફુલ ખીલાફતુલ હીંદીયા" નામની કમીટીની સ્થાપના કરી અને તેનો પ્રતીનીધી ચુંટાઇને અંગોરા આવ્યો. કોન્સ્ટેન્ટીનોપલથી પ્રગટ થતાં "એલેરી" પત્રનો એડીટર ફરીદ જાવેદ મી૰ નેલસન અને મુસ્તુફા સગીર વચ્ચે પત્રવ્યવહાર અને સંદેશાની આપ લે કરાવતો હતો. બધા :પત્રો રસાયણીક વસ્તુઓ વડે લખાતા હતા કે જેથી અંજાણ્યો માણસ તેને વાંચી ન શકે. આ પણ જણાઈ ગયું કે તે ઈંગ્રેજોને અનાતોલીયાની બધી બાતમીઓ પુરી પાડતો હતો. તે માટે તેને ફાંસીની સજા કરવામાં આવી અને તેના સાથી ફરીદ જાવેદ તથા બગદાદના માજી વડા રઇસ ઇઝઝતને જન્મ દેશનીકાલની સજાનો હુકમ સંભળાવવામાં આવ્યો છે.

કૉન્સ્ટેન્ટીનોપલમાં જ્યાંસુધી સગીર રહ્યો ત્યાં સુધી તે પોતાના ઘેર કાગળ અને નાણાં મોકલતો હતો પરંતુ નવેમ્બર ૧૯૨૦ થી તેના તરફથી કોઇ પણ સંદેશો કે નાણાં મળ્યા ન હોતા. સગીરની આવી

છેવટ.

ચુપકીદીથી તેના સગાંઓમાં ભારે ચીંતા પેદા થઈ છેવટે ચુપકીદી દુર થઇ અને હીંદુસ્તાનના વર્તમાન પત્રોમાં નીચેનો તાર વાંચવામાં આવ્યો.

## તુર્કોએ એક હીંદીને આપેલી ફાંસી.

લંડન, તા૦ ૩૦ મી મે (૧૯૨૧) કૉન્સ્ટેન્ટીનોપલથી ડેલી એકસપ્રેસનો ખબરપત્રી જણાવે છે કે દેશભકત તુર્કોએ બ્રીટન પ્રજામાંના મુસ્તુફા સગીર નામના એક હીંદીને જાસુસીના આરોપસર ફાંસીની સજા કરી છે. કહેવામાં આવે છે કે આ માણસ આ હેતુએ અંગોરા ગયો હતો કે હીંદી મુસલમાનોની અસરથી કામ લઇને દેશભકત તુર્કોને બ્રીટનની સાથે કરારનામું કરવા રાજી કરે. બોલશેવીકોના ભરમાવવાથી તુર્કોએ આ માણસ ઉપર ભારે અત્યાચાર ગુજાર્યા અને દેશભકતોના લાભની વાતોનો ઇન્કાર કરવા માટે લાચાર બનાવ્યો. ફરી તુર્કોએ પોતાનો વાયદો પુરો ન કર્યો અને ઇંગ્રેજી ગવર્નમેન્ટની સગીરના સંબંધની અરજીઓ ઉપર કાંઇ લક્ષ આપ્યું નહી. જો કે તુર્કી કેદીઓની ફેરબદલીમાં સગીરને લેવા બ્રીટને કરાર કર્યો હતો."

જે દીવસે તમામ ઇસ્લામી દુનીયા ભારે આનંદ અને ખુશી સાથે ઉલાલે ઇદના દર્શનની આતુર હતી તેજ દીવસે આ મોતનો સંદેશો સગીરના ભાઇ અને તેની વૃદ્ધ માતાને મળ્યો. અમે જોયું કે ઇદની સવારે મુરાદાબાદના દરેક મોહલ્લા અને ઘરમાં "ઈદ મુબારક, ઇદ મુબારક"ના પોકાર થઈ રહ્યા હતા પણ એક ઘરમાંથી એવા

શોક અને રૂદનના ઉદગારો નીકળી રહ્યા હતા કે ખુદા દુશ્મનને પણ નસીબ ન કરે.

નીચલા તારથી બીજી કેટલીક વાતો જણાઈ આવી અને કોઇ પણ જાતની શંકા રહી નહીં. તેમ આ વાતની

**ખાત્રી.**

પણ ખાત્રી થઈ ગઈ કે મુસ્તુફા સગીર ખરેખર મીરઝા સગીર બેગ હતો અને તેણે પોતાના નામની આગળ મીરઝાના બદલામાં મુસ્તુફા શબ્દ વધાર્યો હતો.

"મુસ્તુફા સગીર બનારસનો રહેનાર હતો. જેણે ઇંગ્લંડમાં શીક્ષણ લીધું હતું. મીસરના દેશભક્તોની હીલચાલ ઉપર નજર રાખવા માટે તે અરબી વિદ્યારથી બનીને મીસર ગયો. આ માણસ લંડનના પુર્વના ગુનાહ શોધનારા ખાતામાં નોકર હતો. એક સમયે સરકારી હેતુ...થી તે ઇરાન અને અફઘાનીસ્તાન પણ ગયો હતો. પાછળથી બ્રીટીશ સરકારે તેને એશીયા માયનર મોકલી આપ્યો. જ્યાં કહેવામાં આવે છે કે તે મુસ્તુફા કમાલ પાશાને કતલ કરવાના હેતુથી ગયો હતો. પોતાના કેસ દરમ્યાન જે લોકો ઇસલામી દુનીયાને હાર આપવાના કાવત્રાંઓ રચે છે તેમના નામ પણ સગીરે આપી દીધા છે."

(બોમ્બે ક્રોનીકલનો ખાસ તાર)

જાણવામાં કોઈ ખાસ સબબના લીધે અંગોરાની અદાલતમાં સગીરે પોતાનું અસલ વતન અને બાપનું નામ બતાવયું નહોતું, જેથી આ તારમાં તેના અસલ વતનના નામમાં ફેરફાર છે.

છેવટમાં આ સમાચાર પણ વાંચકોની દીલચસ્પીમાં વધારો કરશે જે મુરાદાબાદથી પ્રગટ થતા "નઇયરે આઝમ" નામના પેપરના ડીસેમ્બર ૧૯૨૨ ના કોઈ અંકમાં પ્રગટ થયા હતા કે ખાસ મલેક

મેઆઝઝમની તરફથી સગીરના સગાઓને ૭૫૦ પાઉન્ડ (રૂ. ૧૧૨૫૦) ની બક્ષીશ આપવામાં આવી છે"

સગીરની જીવ સટોસટની કામગીરી આજ બદલાની હકદાર હતી. જો તેણે ખુદાના રસ્તામાં આ શુરવીરતા દાખવી હોત તો તેને સ્વર્ગ મળત, પરંતુ તેણે મલેક મોઅઝઝમની સેવા બજાવી એટલે ઓછામાં ઓછા દસ અગ્યાર હજાર રૂપીઆનો હકદાર હતો જે તેના સગાઓને મળ્યા.

## પ્રકરણ ૭ મું.

### મીરઝા સગીર બેગ.

**ખરી હકીકત**

"પયગામ" પત્રના માજી અને હાલ કલકતાથી દર પખવાડીએ અરબી ભાષામાં પ્રગટ થતા "અલ જામેઆ" પત્રના અધીપતી મોલવી અબ્દુલ રઝાક સાહેબે મુસ્તુફા સગીરની બાબતમાં જે ઉલટા સુલટી ખબરો અને વરણુનો પ્રગટ થાય છે એ જોઇને તેની ખરી હકીકત જાહેરમાં મુકી છે. તેઓ પોતાના એક લંબાણ લેખમાં જણાવે છે કેઃ—

"યુરોપની મહાન લડાઈના સમયે હું મીસરમાં શીક્ષણ લેતો હતો. એક દીવસ એક નામાંકીત મીસરીને ત્યાં આ માણસથી મારી ઓળખાણ થઈ. તે બીલકુલ અંગ્રેજી પોશાકમાં હતો. દાઢી અને મુછ સફાચટ હતી. શરીર અને ચેહરો ગોળમટોળ તથા ભરાવદાર હતો...રંગ લાલ અને સફેદ, આંખો ઝીણી અને અંદર પેસેલી હતી. નાક નાનું અને ચપટું, નકસોરાં તંગ અને ડાચું નાનું હતું. દાંત નાના અને પીળા, માથું મોટું અને કાનપટી ઉભરેલી હતી. ગરદન ટુંકી અને જાડી, હાથની હથેલીઓ અને આંગળા નાના પરંતુ માંસથી ભરેલા હોવાથી નીહાયત નરમ, શરીરનાં ઉપરનો ભાગ લાંબો અને પગ•જાહેરમાં જોતાં ટુંકા હતા આ તેના શરીરનું પુરેપુરૂં વરણુન છે. તે ઉપરથી જાણકાર લોકો સમજી શકે છે કે તેનું અંતર કેવું હશે?

મુસ્તુફા સગીર બનાવટી નામ છે. અસલી નામ મીરઝા સગીર બેગ હતું. યુનીવરસીટીની ડીગ્રીઓમાં માત્ર એમ. બેગ લખેલું હતું. જન્મભુમી મુરાદાબાદ યુ. પી. છે. તે પોતે કહેતો હતો કે મારો

ાટો ભાઇ વકાલાત કરે છે પણ તેમાં તેને ફતેહમંદી મળી નથી. તે
ાઈ વખતે પોતાની માને અપ્રધાન અને કોઇ વખતે અંગ્રેજ બતાવતો.
તો. એવીજ રીતે બાપના માટે પણ ઉલટા સુલટી વાતો કરતો હતો.
થી ખરી હકીકત શું છે તે જાણવામાં ન આવી પરંતુ તેની મા
મથવા બાપ બંનેમાંથી એકની માતૃ ભાષા પ્રારસી હશે. કેમકે તે
ારસી ભાષા જાણે પોતાની માતૃ ભાષા ન હોય તેવી રીતે
ાલતો હતો.

જયારે એની સાથે ઓળખાણ થઇ ત્યારે જણાયું કે તે કેળ-
ાયલો માણસ છે તેથી તેને હીંદીઓનો લીડર બનાવવાની ઇચ્છા
ઇ. કેમકે અમે શીક્ષણ લેવામાં મશગુલ હોવાથી બીજા કામો કરવા
ાટે વખત કાઢી શકતા નહોતા તેથી તેની સાથે સંબંધ વધારવામાં
ાવ્યો અને અમારી બોરડીંગમાં તેને ચા પીવા બોલાવ્યો. આ પહેલી
ણ લંબાણ મુલાકાતમાંજ અમે તેને અસલ રૂપમાં પારખી લીધો.
ના માટે જે માન અમારા મનમાં પેદા થયું હતું તે જતું રહ્યું.
મજ તેના લીધે અમને શરમીંદગી પણ ઉઠાવવી પડી. આ બનાવ
વી રીતે બનવા પામ્યો કે તે બેઠોજ હતો એટલામાં અમારા મદ-
સાના વ્યવસ્થાપક અલ્લામા સઈયદ રશીદ રઝા આવી ચઢયા.
મોએ સગીરની સાથે તેમની મુલાકાત કરાવી અને કહ્યું કેઃ—"આ
ત્સાહી હીંદી જુવાન છે. હમણાંજ શીક્ષણ પુરૂં કરી વીલાયતથી
ાછા ફરયા છે." અલ્લામા રશીદ રઝા આ સાંભળી વધારે ધ્યાનપુરવક
ાતચીત કરવા લાગ્યા અને વાતચીત દરમીયાન પુછયું કે "ભવીષ્યમાં
ાપ શું કરવા ચાહો છો ?" તેણે ભારે નમ્રટાઇની સાથે જવાબ
ાપ્યોઃ—"આશા છે કે હીંદુસ્તાન પહોંચતાંજ સરકાર મને કોઇ
ચો હોદો આપી દેશે" આ સાંભળતીજ અલ્લામા સાહેબનો ચહેરો

ગુસ્સાથી લાલચોળ થઈ ગયો અને તેઓ એક પણ બોલ બોલ્યા વગર ત્યાંથી ઉઠીને ચાલ્યા ગયા.

આ બનાવ અમને ચેતવણી આપવા માટે પુરતો હતો પણ અમે આશાવાદીજ રહયા અને તેની સાથે મેલમેળાપ વધતોજ ગયો. દરરોજ તેનાથી એવી વાતો જાહેર થતી કે અમે નીરાશ થઇ જતા પણ તે વખતે યુરોપના શીક્ષણની એવી ધાક બેસેલી હતી કે અમે એને કામનો માણસ સમજતા હતા. પરંતુ થોડાજ સમયમાં જણાઇ આવ્યું કે આની પાસે જોકે એડીંબરો યુનીવર્સીટીની બી. એ. અને એમ. એ. ની ડીગ્રીઓ છે છતાં ઇલ્મી લાયકાતનું નામ સરખુંએ નથી. લોકોને આ જાણી અજાયબી ઉપજશે કે ઇંગ્લાંડનો આ એમ. એ. ભુગોળ અને ગણીતના તદન સાધારણ સવાલોના જવાબ આપવાને પણ અશક્ત હતો. કેટલીક વખતે ઇલ્મી વાદવીવાદ થતો પણ એની તરફથી માત્ર ચુપકીદી સીવાય કાંઈ જવાબ મળતો ન હતો. અલબતાં અંગ્રેજી, ફારસી અને ઉર્દુ ભાષાઓ બોલવા ઉપર તે અસાધારણ કાબુ ધરાવતો હતો. પરંતુ કોઈ પણ જાતની ઇલ્મી લાયકાત ધરાવતો ન હોતો. છતાં તે દરેક વાતમાં વડાઇના ખાંકા ફુંકતો હતો. એક દીવસ કહેવા લાગ્યો કેઃ–

"મી૦ (મવલાના) મોહમ્મદઅલીને લોકોએ નકામા ચડાવી દીધા છે. હું તેમના કરતાં સારી રીતે અંગ્રેજી જાણું છું" મેં આ બાબે સાબેતી માંગી તો બોલ્યો–"તેઓ માત્ર બી. એ. છે પરંતુ મારી પાસે એમ. એ. ની ડીગ્રી છે." મેં ગંભીરતાથી જવાબ આપ્યોઃ– "બેશક, તમારી પાસે એમ. એ. ની "ડીગ્રી" છે!" મારા આ જવાબથી તે ઘણોજ નારાજ થયો.

અગર માણસમાં ઈલ્મી લાયકાત ન હોય તોએ તેમાં કોઇબી જાતનું નઈતીક બળ તો હોવું જોઇએ. પણ અમને ટુંક મુદ્દતનાંજ જણાઇ આવ્યું કે સગીર બેગ આ બાબે પણ ભારે બદકીસમત છે. તેનામાં નઇતીક બળ બીલકુલ નહોતું. બલ્કે ચાલુ સમયની એક પણ એવી બદી નહોતી જે સગીર બેગમાં ન હોય એમ વગર આચકાયે કહેવામાં આવે તો હરકત જેવું નથી. દારૂ પીવામાં એકકો હતો, દર વખતે મસ્ત રહેતો હતો. છતાં માત્ર એક વખત સીવાય તેને કદીએ બેહોશ થતાં જોયો નથી તેમજ તેની જીભથી અવીવેકી શબ્દો પણ સાંભળ્યા નથી.

.કેટલાક માસની લંબાણ મુલાકાતો પછી અમને પુરેપુરી નીરાશા ઉપજી. પણ સંબંધ એવી રીતે ગાઢ થયો હતો કે એશીયાઈ વીવેકના લીધે એકદમ તોડી શકતા નહોતા. છતાંએ તે અમને મુકતો નહોતો. વગર નોતરૂં આપે દર રવીવારે આવતો. આખો દીવસ બોરડીંગમાં પડયો રહેતો અને જુદી જુદી જાતની ફરમાશ કરતો અને નફટાઇથી કહેતો:—"આપ જુઓ છો કે મને કોઇ વાતની તકલીફ નથી." અમારે ત્યાંનો તેનો પગપેસારો કાંઈ મોહબ્બતના લીધે નહોતો. સગીર બેગ એવો માણસજ નહોતો કે તે કોઇથી મોહબ્બત કરે. તેના આવવાનો મુખ્ય હેતુ એટલોજ હતો કે ખાવાનું એક ટંક અને ચાનું પ્યાલું મફત મળી જાય. આ વાકયો લખતાં શરમથી પરસેવો છુટે છે પણ ખરી હકીકત લખવાની ફરજે મને આ ખુલાસો કરવા લાચાર કર્યો છે. સગીર બેગમાં નફટાઇ એટલે દરજજે જાહેર રીતે હતી કે દરેક માણસ તરતજ પારખી લેતો હતો.

ખરેખર તે કંજુસ નહોતો. તેને એક સ્કુલની તરફથી માસીક દસ પાઉંડ પગાર મળતો હતો અને જો તે ધારતો તો દર મહીને થોડું ક બચાવી શકતો. પણ કોઇબી વખતે પગારની રકમ પંદર દીવસ કરતાં વધુ ચાલતી નહોતી. આ હાથથી પગાર આવતો તો બીજા હાથે ઉડાવી દેતો હતો. છતાં તે ઉદાર પણ નહોતો. કદાપી કોઇને એક પઇસો સરખો પણ આપતો નહોતો. મેં કોઇ દીવસ જોયું નથી કે તેણે પોતાને ઘેર કાંઇ રકમ મોકલી હોય. ત્યારે તે પઇસાનું શું કરતો હતો ? દારૂ અને બીજા બદકામોમાં વાપરી નાંખતો હતો. માત્ર આ કામોમાં તે ઉદાર હતો અને બીજી બધી બાબતોમાં ઘણોજ કંજુસ હતો.

તે સમયે લડાઈના સબબે અમે ભારે વેદનામાં સપડાયા હતા. હીંદુસ્તાનથી એક પઇસો પણ આવી શકતો નહોતો. અમે જે બોર્ડીંગમાં રહેતા હતા તે બીલકુલ મફત હતી પણ લડાઇના લીધે અંગ્રેજ સરકારે અમને પજવવા માંડયા. અમારા લીધે મદરેસા અથવા તો બોર્ડીંગ ઉપર કોઈ પણ જાતની આફત ન આવે એવા વીચારથી અમે પોતેજ બોર્ડીંગ ખાલી કરી શહેરમાં ભાડાનું મકાન રાખી તેમાં રહેવા ગયા. ખરેખર તે સમયે અમે ભારે પરેશાન હતા, અને લગભગ ફાકા કરવાનો સમય આવી પહોંચ્યો હતો. એવા વખતે સગીર બેગે પોતાનો બોજો પણ અમારા ઉપર નાંખી દીધો. એક દીવસ ભારે ગરીબીથી આવીને કહેવા લાગ્યો:—"હું ભારે સંકટમાં છું મદદ ચાહું છું, માત્ર રહેવાની જગ્યા આપો." અમે ન છુટકે રાજી થઇ ગયાં. તેણે જણાવ્યું "હું તમારા ઉપર બોજા સમાન નહી નીવડું. મારા લીધે ઘરમાં તંગી નહી થાય કેમકે મારી પાસે બીલકુલ વ્યાજબીજ સરસામાન છે." તે પોતાના પહેલા વાકયમાં સાચો ન નીવડયો. કેમકે

ાંજ દીવસથી અમો ગરીબ વીદ્યાર્થીઓ ઉપર તે બોજા સમાન થઈ
.. અલખતાં પાછલા વાકયમાં સાચો સાબીત થયો કેમકે જ્યારે
ાતે રહેવા માટે અમારે ત્યાં આવ્યો ત્યારે અમે પલંગ પેટી અને
સરસામાન બાબે પુછ્યું. તો તેણે ભારે સાદગીથી જવાબ આપ્યો.
"એ બ.બે તો હું પ્રથમથીજ કહી ચુકયો છું કે મારો સર-
ન માત્ર આજ છે." એટલું બોલી ખીસામાંથી એક કાંસકી
એક પોકેટ ડીક્ષનેરી કાઢીને દેખાડી, પહેલાં તો અમને ખાત્રી ન
પણ પાછળથી જણાયું કે ખરેખર આ સીવાય તેની પાસે
કાંઇ નહોતું. તે અમારા ઓરડામાં પાથરેલી શેતરંજી ઉપર
ના લોંગ બુટ પહેરી રાતની વખતે સુઇ જતો, તકીયા અને
ાની ચાદર વીગેરેની પણ તેને જરૂર જણાતી નહીં. સવારમાં
ચહેરા ઉપર બેચાર પાણીના છાંટા મારી અમારા ટુવાલ કે
ાથી મોહડું લુછી ચાલતો થતો. ગંદકીની હાલત એવી હતી
ીનાઓ સુધી નહાતો નહોતો. અંદર પહેરેલા લુગડા કદી
ાવતો નહોતો. માત્ર કોટ અને પાટલુનને અસતરી કરાવી લેતો
ખમીસ અને અંદરની સુરવાળ જ્યારે પરસેવાના લીધે સડી
તો ફેંકી દેતો અને બીજી ખરીદી લેતો હતો. મોજાઓની
પણ આજ વરતાવ કરતો હતો.

એક સાથે રહેવાથી તેના બધા અવગુણો જણાઇ આવ્યા.
નાદાર હોવા ઉપરાંત ચોર પણ હતો, ચોરી મોટી મોટી
ોની નહીં કેમકે તે અમારી પાસે હતી નહીં પણ એક એક
રપીઆની વસ્તુ હજમ કરી જતો હતો. કેટલીક વખતે એમ થતું કે
માં ન્હેલો ઉઠીને મારા તકીયા નીચેથી પાકીટ કાઢતો અને
ી એક બેચાર રૂપીયા કાઢી લેતો. આવી રીતની એની

ફરખાનીનો પંજો માત્ર અમારા જેવા ગરીબ વીદયારથીઓ ઉપર
ાાવતો હોય એમ નહોતું બલકે જયાં કાંઇ લાગ મળતો ત્યાં
ાારે ચુકતો નહોતો. કેટલાક બનાવો તો મારી જાણમાં છે. એક
ાયે એક સાધારણ સ્થીતીના પંજાબી દરજીની પાસે સુટ
વડાવ્યો અને તેની કીંમત હમણાં આપી જાઉં છું કહીને સુટ લઈ
ા. પાછળથી તે દરજી ઉઘરાણી કરતો તો ભારે નારાજ થતો.,
ાટે બીચારો ચુપજ થઇ ગયો. ઘણી વખતે અમે તેને તેની આવી
બાબે કહેતા તો હસીને જવાબ આપતો:-

"ફરી આપે આપની પંડીતાઇ ચલાવી કે, તમે શું જાણો ?
તો અમારી "ફુતુહાત' છે. બેવકુફો એટલાજ માટે જન્મે છે કે
કલમંદો તેમનાથી લાભ ઉઠાવે".

મીરઝા સગીર બેગ અથવા મુસ્તુફા સગીરે અંગોરામાં પોતાના

**સુસીપણું.**

સંબંધમાં જે જુબાની આપી હતી અને જેના
લીધે લોકોએ તેને અસાધારણ મહત્તા આપી છે તે
મારી નજરમાં બીલકુલ બનાવટી છે. એમાં
ારે શક નથી અને ખરું છે કે તેને અંગોરા મોકલવામાં આવ્યો
ા અને એ પણ ખરું છે કે તે જાસુસીનો હેતુ સફળ કરવા ગયો
ા પરંતુ આ વાત હું કોઇ કાળે પણ સ્વીકારી શકતો નથી કે
ગાઝી મુસ્તુફા કમાલ પાશાના કતલ માટે ગયો હતો, કેમકે
. જેવો બીકણ માણસ કોઇ કાળે પણ આવા મહાન કામની
મત્ કરી શકતો નથી. જે લોકોએ તેને મોકલ્યો હતો તેઓની
ચ એવી ધારણા હોય અને તેણે તેનો સ્વીકાર પણ કર્યો હોય
તુ આમ કરવાથી તેની દાનત એવા લોકોને બેવકુફ બનાવી
ાં વસુલ કરવા સીવાય બીજી નહીં હોય. એવીજ રીતે તેનું આ
ું પણ તદન જુઠ છે કે "હું અમીર હબીબુલ્લાહખાનને

કતલ કરવામાં પણ હતો.” સગીર બેગમાં આટલી હીમ્મતનું હોવું એટલુંજ અસંભવીત છે કે જેટલું સુરજનું આભમાંથી તુટી પડવું છે. ફરી કહેવામાં આવશે કે તેણે આવી ભયંકર જુબાની શા માટે આપી અને પોતાના હાથે પોતાના મોતનું કારણ શા માટે બન્યો? હું કહીશ કે પોતાની સ્વભાવીક મુરખાઇ અને બેવકુફીના લીધે. જુબાની આપતી વખતે કદાચ તેણે વીચાર કર્યો હશે કે જો હું અંગોરા સરકાર ઉપર પોતાની મહત્તા સાબીત કરી દઉં તો રખે તેઓ મને એક કીમતી માણુસ સમજીને મારાથી કામ લેવાની ઇચ્છા કરે. અથવા એમ હોય કે બ્રીટીશ સરકારનો ખાસ માણુસ સમજીને મને સખત સજા કરતાં વીચાર કરે. આ વીચારો ભલેને ગમે તેવા બચપણુના હોય પણ સગીર બેગની બેવકુફાઇથી અસંભવીત નથી. અંગોરા સરકારે આવા એક સાધારણ અને નકામા માણુસને ફાંસીએ ચઢાવીને તેની મહતા વધારી ન હોત તો સારું થાત.

સગીર બેગ કયારથી જાસુસ બન્યો? જાણવામાં હું તેનો ખરો ઇતીહાસ જાણું છું અને એ વીચારથી દીલગીર પણ છું કે એક હદ સુધી તેની જોખમદારી મારા પોતાના ઉપર પણ આવે છે. આનો ખુલાસો આવી રીતે છે કે મહાન લડાઈ સમયે અંગ્રેજોએ મીસરમાં માર શલ લૉ જારી કરયો હતો અને શકદાર લોકોની દેખરેખ, તપાસ અને નજરબંદીનું કામ એક હીંદી સુબેદાર ફજલુર રહેમાન પેશાવરી તથા એક અંગ્રેજ અમલદાર મેજર હેન્સીને સોંપ્યું હતું.. જયારે હીંદીઓ ઉપર જાપતો મુકવામાં આવ્યો ત્યારે કુદરતી રીતે અમે પણ એ જાપતામાં સપડાઇ ગયા. આ પ્રસંગથી ફજલુર રહેમાન અને મી૦ હેન્સીને ત્યાં આવજાવ શરૂ થઇ. જેનું પરીણામ એ આવ્યું કે પુરતી તપાસ પછી અમને છોડવામાં આવ્યા પણ આવજાના લીધે આ બંને

અમલદારોથી મેલ મેળાપ વધી ગયો. સગીર બેગને તે વખતે એકસો રૂપીયાની ભારે જરૂર હતી તેણે મને કહ્યું:–"આપ મને ફઝલુર રહેમાનથી મુલાકાત કરાવી આપો તો કદાચ કોઇ રસ્તો નીકળી આવે" મને ભવીષ્યની ખબર નહોતી. તેને હું ફઝલુર રહેમાન પાસે લઇ ગયો. તે સગીર બેગથી મળીને ખુશી થયો અને તેને રાખી લીધો. કેમકે તેની અંગ્રેજી ભાષા સારી નહોતી તેથી સગીર બેગ જેવા એક માણસની તેને ખાસ જરૂર હતી.

આ બનાવને કેટલાક અઠવાડીઆ વીતી ગયા. પણ સગીર બેગમાં જાસુસ હોવાના કાંઇ ચીન્હ જણાયા નહીં. સહુથી પહેલાં આ ઉપરથી શંકા જન્મ પામી કે તે લખવા વાંચવામાં ભારે આળસુ હતો, પણ હવે તે કલાકોના કલાક બેસીને લખ્યા કરતો હતો. ફરી આ શંકાને એવી રીતે ટેકો મળ્યો કે એક દીવસ ફઝલુર રહેમાને ભારે ચીરડાઇને મને કહ્યું:–

"તમોએ અમો બધાને ભારે ભુલથાપ આપી. પણ અમને પુરેપુરી બાતમી મળી છે કે લાલા હરદયાળની સાથે તમારો સંબંધ છે અને પત્રવ્યવહાર ચાલુ છે." હું સમજી ગયો કે આવી બનાવટી વાત સગીર બેગ વીના બીજો કોઇ કહે એમ નથી. એટલા માટે માત્ર અજમાવવાની ખાતર ત્યાંથી પાછા ફરયા પછી મેં સગીર બેગને પુરતી ગંભીરતાથી કહ્યું:–

"જુઓ, મારી પાસે ચાર હજાર પાઉંડ મોજુદ છે. આ રકમ ઇસ્તમ્બોલમાં મને અનવર પાશાએ એવી શરતે આપી હતી કે તુરકીની સાથે લડાઇ શરૂ થાયતો મીસરમાં બળવો જગાડવાના કામમાં વાપરવી, તો કહો જોઇએ તમે આ બાબમાં શું કામ કરી શકો છો ?" આ વાત કહી તેના બીજેજ દીવસે ફઝલુર રહેમાને મને ફરી બોલાવીને મોઢું બગાડતાં કહ્યું.–

"હું ભારે દીલગીરીની સાથે તમારી વીરૂદ્ધ પગલાં ભરવાંને લાચાર
ેા છું. કેમકે અનવર પાશાના ચાર હજાર પાઉન્ડવાળી બાબત તો
ને યાદજ હશે." હું આ સાંભળી વગર અચકાયે હસી પડયો અને
વાત તેની પાસે કેવી રીતે આવી તે જણાવ્યું. આ સાંભળી તે
તે પણ શરમીંદા થયો અને કેટલાક પાછલા અઠવાડીયાંથી સગીર
દરરોજ અમારા વીરૂધ્ધ રીપોર્ટ કરતો હોવાની વાતનો સ્વીકાર
ો.

જ્યારે મામલો અહીં સુધી પહોંચ્યો તો પૂરી આવા નાપાક
ણસને વધુ વખત સુધી અમારી સાથે રાખવાનું વ્યાજબી ન લાગ્યું
ી મેં અને મારા મીત્રોએ તેને અમારા મકાનમાંથી કાઢી મુકયો.
ારે ત્યાંથી નીકળતાંજ તેણે શરમ મુકી દીધી અને રાત દીવસ
તમીઓ મેળવવામાં લીન રહેતો અને નીરઅપરાધીઓને સંકટમાં
ડાવતો હતો. થોડાક દીવસમાં તો તે એટલા દરજ્જા સુધી
ય બની ગયો કે ખાસ ઇદુલ ફીતરના દીવસે માત્ર મહોલ્લએ
મીયા નામના એક મહોલ્લામાંથી દોઢસો આબરૂદાર મીસરીઓને
ડાવી દીધાં આ બનાવથી આખા કેરોમાં હાહાકાર વરતાઇ
ેા હતો.

આ સંબંધમાં એક અજબ બનાવ બનવા પામ્યો. થોડાજ
સમાં સગીર બેગ મેજર હેનસીનો માનીતો થઈ પડયો અને
હુર રહેમાનની વીરૂધ્ધ તરેહવાર રીપોર્ટ આપ્યા અને તેની સાબેતી
પવાની કોશીશ કરી કે તેણે રાજદવારી ધરપકડના અંગે દસ હજાર
ંડ મીસરીઓ કનેથી લાંચના વસુલ કર્યા છે. તે પછી શું બનાવ બેનવા
યો તેની મને ખબર નથી પણ થોડાજ દીવસ પછી અચાનક પ્રેઞ
રહેમાન મીસરથી ચાલ્યો ગયો. એક બાજુએ આ બનાવ બન્યો
બીજી બાજુએ સગીર બેગને સરકારે પકડી લીધો અને બીજા

રબંદોની સાથે નજરબંદ કરી દેવામાં આવ્યો. ગવરનમેન્ટે કયા
ણોથી તેની ધરપકડ કરી તે જણાયું નહીં પણ કદાચ નજરબંદ
ની બાતમી મેળવવાનો હેતુ પણ હોય. ગમે તે હો પણ લગભગ
ક મહીના પછી તેનો છુટકારો થયો. છુટયા પછી તે અમારાથી
યો નહીં અને સીધો યુરોપ ગયો. તે પછી તેની કાંઈ ખબર મળી
. હીંદુસ્થાન આવ્યા પછી સને ૧૯૧૮ માં એક બેરીસ્ટરથી
યું કે તે હવે સ્વીટઝરલેન્ડમાં છે અને પી. એચ ડી. ની ડીગ્રી
વી ચુકયો છે. આ વાતને કેટલોક વખત પસાર થયા પછી હું
કતા આવ્યો અને હઝરત મોલાના અબુલ કલામ સાહેબની સેવામાં
ર થયો તો જણાયું કે સગીર બેગે ઈસ્તમબોલથી એક પત્ર
યો છે અને "સારા માણસો"ના નામનું લીસ્ટ મંગાવ્યું છે જેઓ
લામ અને ખિલાફત માટે પોતાનો જીવ સુદ્ધાં આપવાને તૈયાર
. તે પછી તે અંગોરા ગયો અને ફાંસીએ ચઢવાનો બનાવ
યો.

સગીર બેગ અથવા મુસ્તુફા સગીરની ખરી હકીકત માત્ર એટ
 છે.. હવે લોકો આ કમનસીબ માણસની જીંદગી ઉપર ચરચા
ાવવાનું માંડી વાળે તો સારૂં, અને તેની જીંદગીના બનાવો ઉપ
 ધડો લે કે ઢંગ ધડા વગરની કેળવણી અને શીક્ષણ તથા ખરાબ
ત માણસ જેવી ઉંચ વ્યક્તીને કેવી રીતે માણસાઈમાંથી જનાવરના
જે પહોંચાડે છે.

સમાપ્ત.

**તૈયાર છે!    તૈયાર છે!    તૈયાર છે!**

## મી૦ નિઝામુદ્દીન કુરેશીની નવી વાર્તા.

# નઝરબંદ ગાઝી.

સુલતાન મેહમુદ ગઝનવી રહે૦ એ હીંદ ઉપર કરેલા હુમલાઓથી કોણ અજાણ્યુ છે? આ વાર્તામાં સુલતાને સોમનાથ ઉપર કરેલા હુમલાનું દિલચસ્પ વર્ણન છે. સુલતાનના એક બહાદુર ગાઝીનું સોમનાથના મહારાજાની દીકરીના હાથે ભોંયરામાં નજરબંદ થવું અને રાજ કુંવરીનું નઝરબંદ થએલા ગાઝીના પ્રેમમાં પડવું. ગાઝીની વીંટીનું ગુમ થવું નામદાર સુલતાનનો હૂમલો અને સોમનાથનું સર કરવું અને છેવટે એક મોટા ભેદનું ખુલ્લું થવું વીગેરે રસીલું વર્ણન છે. એક વખત વાંચવી શરૂ કરશો તો પુરી કર્યા વગર ચેન પડશે નહીં, લગભગ સવા બસ્સો પાનાના અને સોનેરી નામ સાથના પાકા પુંઠાના પુસ્તકની કીંમત માત્ર દોઢ રૂપીઓ પોસ્ટેજ જુદું.

આ વાર્તા મુંબઇથી પ્રગટ થતા "ઇન્સાફ" પત્રના હજારો ગ્રાહકોએ એક અવાજે વખાણી છે કેમકે પુસ્તક રૂપે પ્રગટ થવા પહેલા "ઇન્સાફ" પત્રમાં લાંબા સમય સુધી દર અંકમાં છપાતી હતી.

લખોઃ—

**બદરૂદ્દીન હુસેનુદ્દીન નિઝામી.**

**ત્રણ દરવાજા અમદાવાદ.**

સબ એજંટો પાસેથી પણ મળશે.

તૈયાર છે ! તૈયાર છે ! તૈયાર છે !

# મી૰ નિઝામુદ્દીન કુરેશીની

## ઉર્દુ ઝબાન અને ગુજરાતી હરફોમાં લખેલી.

# કમાલી શમશીર

## (ત્રી અંકી ડ્રામા)

## (ચૌદ ઝીંકો ફોટો સાથે.)

આજસુધી ગુજરાતી હરફોમાં આવું પુસ્તક બહાર પડયુંજ નથી. તુર્કી સલતનત અને ખિલાફતને નાબુદ કરનારા સેવરેના કરારથી લઇને મુદેનીયામાં થએલા કોલકરાર સુધીની હકીકતનું નાટક રૂપે વર્ણન કરેલું છે જે એકે એક ઇસલામી ભાઇએ વાંચવું જોઇએ. ગાઝી મુસ્તુફા કમાલ પાશા અને તેમના બીજા સાથીઓનું કોન્સ્ટેન્ટીનોપલમાંથી જાન સલામત લઇને અનાતોલીયામાં આવવું અને અંગોરામાં નવી સલતનતની સ્થાપના કરવી. ગ્રીક વરૂઓએ અનાતોલીયામાં ભયંકર અત્યાચાર અને હદ બહારના જુલમો ગુજારવા અને અંગોરા પહોંચવાના સ્વપના જોવા. પણ કમાલી શમશીરોએ પાક પરવરદિગારની મદદથી માત્ર બાર દીવસમાંજ ગ્રીક વરૂઓના નેહેસ પગલાંઓથી આખા અનાતોલીઆને પાક કરી સ્મીર્ના બંદરનો ૪૨.થી કબજો લેવો, ખિલાફતની લડત માટે હીંદુસ્તાનથી નાસેરૂલ ઇસલામ શેઠ છોટાણી સાહેબના પ્રમુખપદ હેઠળ વિલાયત ડેપ્યુટેશન જવું અને ત્યાં બ્રીટીશ પ્રધાનની મુલાકાત તથા તુર્કી ડેલીગેટોને ખાણું આપવું અને અરસ પરસ ભાષણો આપવા, નિમક હરામ તુર્કોની નિમક હરામી અને

હાલના ખલીફતુલ ઇસ્લામ અને તે વખતના શાહજાદા અબ્દુલ મજીદ આફંદીની દેશભક્તિ જરમનોની હાય વોય અને અસમત પાશાની કુનેહ બાજી વિગેરે વાંચતાં એવો રસ આવે છે કે પુરી કર્યા વિના ચેન પડતું નથી. વળી ઠેરઠેર ઉર્દુ ગઝલો અને અશઆરોનો સમાવેશ કરી તેની દિલચસ્પીમાં વધારો કર્યો છે હવે માત્ર થોડીજ નકલો બાકી છે. કીમત દોઢ રૂપીઓ પોસ્ટેજ વધુ.

## સોલ એજન્ટ.

# બદરૂદીન હુસેનુદીન નિઝામી.

ત્રણ દરવાજા અમદાવાદ.

## સબ એજન્ટસ.

અમદાવાદ—નિઝામીયા બુક ડીપો ત્રણ દરવાજા.

રંગુન—હાશમ રહીમ બંગલી ૩૯૬, ૩૯૭ સી. સુરતી બજાર.

,, એમ. એ. એસ. એ. અલ્લુ ૩૭૬ બી. એસ. બી. બઝાર.

વડોદરા—હાદી જનરલ બુકસ એન્ડ ન્યુસ. એજન્સી રાવપુરા.

પ્રીટોરીયા—એમ. ઈ. ઓ. કુરેશી, ૧૬૮, પ્રીન્સલુ સ્ટ્રીટ.

(ટ્રાંન્સવાલ)

લોરેન્સો માર્કસ એ. આર. સુલેમાનજી પી. ઓ. બોક્સ નં. ૯૫

(ડેલાગોઆબે)

જાણીતા ઇસ્લામી લેખક અને "ખિલાફત" પત્રના તંત્રી

# મી૰ નિઝામુદ્દીન કુરેશી

## ની વાર્તાઓ અને બીજા પુસ્તકોના શોખીનોને વધામણી૰

અમારા વડીલ બંધુ મી૰ કુરેશી ખિલાફત ચળવળમાં જોડાયા પછી પોતાની વાર્તાઓ કે બીજા પુસ્તકોના શોખીનોની સેવામાં કોઇ નવીન પુસ્તક રજુ કરી શકયા નથી પણ હાલમાં અમોએ અમારા વડીલ ભાઇથી કેટલીક વાર્તાઓ વિગેરે લખી આપવાનો વાયદો લીધો છે અને તેઓએ કેટલુંક કામ શરૂ પણ કરી દીધું છે તેથી જે ભાઇઓ મી૰ કુરેશીની વાર્તાઓ કે બીજા પુસ્તકો વાંચવા ચાહતા હોય તેઓએ તાકીદે પોતાનું નામ નોંધાવવા માટે એક કાર્ડથી અમને ખબર આપવી કે જેથી અમે તેમનું નામ રજીસ્ટરમાં લખી રાખીએ અને જ્યારે પુસ્તક તઇયાર થાય ત્યારે તેમને કીમત વીગેરેની ખબર આપીએ.

દરેક ભાઇએ મહેરબાની કરી ચોખા અક્ષરોએ નામ અને પુરેપુરૂં સરનામું લખવું.

સેવક,

**બદરૂદ્દીન હુસેનુદ્દીન નિઝામી.**

ત્રણ દરવાજા—અમદાવાદ.